૨૫૪૦૭

આચાર્ય ગિદવાણી સ્મારક ગ્રંથમાળાનાં

## અન્ય પુસ્તકો

**તિમિરમાં પ્રભા** 0–૧૦–0

વેશાન્તરકાર, કિશોરલાલ મશરૂવાળા. ટૉલ્સ્ટૉય કૃત The Light Shines in the Darkness નામના નાટકનું વેશાન્તર.

**આબાદ હિંદુસ્તાન!** સંપા૦ ગોપાલદાસ પટેલ ૧– 0–0

હિંદના પરમ મિત્ર ડિગ્બીના સુપ્રસિદ્ધ પુસ્તક



અમદાવાદ

આચાર્ય ગિદવાણી સ્મારકમાળા ગ્રંથ–૭

# હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર

વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી

"માનવ જાતને માટે મરી ફીટવાની મહાકાંક્ષા હિંદુસ્તાન રાખી શકે તે અગાઉ તેણે જીવવાનું શીખવું જોઈએ."

— ગાંધીજી



ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

આ૦ ગિદ્વાણીના સ્મારક તરીકે એક ગ્રંથમાળા ચલાવવાને માટે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓની સ્મારક સમિતિએ રૂા. ૧૦૦૦) વિદ્યાપીઠને ઈ. સ. ૧૯૩૬માં સોંપ્યા. આ મૂડી બહુ મોટી ન ગણાય; તેમાંથી દર વર્ષે ઈ. સ. ૧૯૪૨ સુધી એકેક પુસ્તક બહાર પાડી શકાયું છે. તે ૭ પુસ્તકોની સૂચિ આ ચોપડીમાં આપી છે, એટલે અહીં તેમને ગણાવવાની જરૂર નથી. ૧૯૪૨ના ઑગસ્ટથી એ અઢી વર્ષના ગાળામાં કાંઈ કામ ન થઈ શકયું તેનું કારણ સૌ જાણે છે. પાછું તે જારી કરવાનું શકય બનતાં માળાનો આ સાતમો મણકો બહાર પડે છે. બધી જ રીતે જોતાં કેવા વિચિત્ર અને અટપટા સંજોગોમાં એ થાય છે, તે અહીં જણાવવાનું ન હોય. આ પ્રકાશનને અંગે જે એક બે બાબતો છે તે જણાવવી જોઈએ. એક તો એ કે, સરકારી કાગળ-નિયમનને લઈને આ કામ શરૂ કરવામાં જ વખત ખોવો પડ્યો. છેવટે જોઈતો કાગળ વાપરવાની રજા મળી. બીજું, મોંઘવારીનો વિચાર કરવાનો પણ થયો છે. સ્વર્ગસ્થની સ્મૃતિને શોભાવે એવી માળા કાઢવા માટે રૂા. ૧૦૦૦) મોટી મૂડી તો નથી જ; તેમાં આજની મોંઘવારીથી તેની કિંમત વળી ઘટી. પરિણામે આ રકમમાં વધારો કરવામાં આવે તો જ નભી શકે. તેથી કેટલાક સ્નાતક મિત્રોનું એ તરફ ધ્યાન ખેંચ્યું ને જણાવ્યું કે, માળાની મૂડી ઓછામાં ઓછી રૂા. ૪૦૦૦) થવી જોઈએ. તે પરથી સ્નાતકોમાંથી ઘરમેળે ઉઘરાવવાનું કામ શરૂ થયું છે, ને અત્યાર સુધીમાં થોડાક સો મળ્યા છે. સ્નાતક મિત્રો તથા જૂના વિદ્યાર્થીઓ આ બાબત ધ્યાન ઉપર લઈ, સદ્દગતની આ સ્મૃતિ-માળાને છાજતી જોગવાઈ કરી આપે એવી વિનંતી છે.

આ માળા સહેજે સામાજિક વિદ્યાઓની ચર્ચા કરનારી બની છે. સદ્દગતનો એ પ્રિય વિષય હતો એને અનુરૂપ જ આ છે. આ નવો

મણકો પણ એ જ પરંપરા આગળ લે છે. ભાઈ વિઠ્ઠલદાસે અને પ્રસ્તાવનામાં શ્રી. વૈકુંઠભાઈએ આ પુસ્તક વિષે પરિચય આપ્યો છે, એટલે તે વિષે મારે કહેવાનું રહેતું નથી. શ્રી. વૈકુંઠભાઈએ તસ્દી લઈને પ્રસ્તાવના લખી મોકલી તે માટે હું સંસ્થા તરફથી આભારી છું.

હિંદનું અર્થશાસ્ત્ર આજે ઉચ્ચ અભ્યાસમાં સામાન્ય સર્વસાધારણ ભણતરના વિષય તરીકે રહ્યું નથી, એ દુઃખની વાત છે. દરેક હિંદીએ, ને વિદ્યાર્થીએ તો ખાસ કરીને, પોતાના ઘરની આર્થિક દશાની પેઠે, પોતાના વતનની અર્થ-દશા જાણવી જોઈએ. એવો પરિચય આજે તો તેનાં રાષ્ટ્રભાવના ને દેશપ્રેમને માટેય જરૂરી છે તે એ ભાવો નર્યા લાગણીના જ રહે એ પૂરતું નથી; તે જ્ઞાનપૂત પણ હોય તો જ તેમાંથી સમજ અને શક્તિ ખીલે. આ ચોપડી તેવા સર્વસામાન્ય અભ્યાસને સારુ યોગ્ય હોઈ, એક મોટી ખોટ પૂરી પાડશે, એવી આશા છે.

એમ પૂછવામાં આવે છે કે, દરેક પ્રશ્નનો અભ્યાસ પક્ષરહિત તટસ્થતાથી ન થવો ઘટે? અભ્યાસમાત્રને લાગુ પડતું આ વિધાન અર્થશાસ્ત્રને પણ લાગુ પડે જ. પણ સવાલ એ છે કે, અર્થશાસ્ત્રમાં નિષ્પક્ષતા એટલે શું? નર્યા ભૌતિક વિજ્ઞાનના પ્રશ્નોમાં કદાચ તેવી મનોવૃત્તિ સારામાં સારી રીતે રાખી શકાતી હશે, જોકે યુદ્ધોમાં વિજ્ઞાનનો ઉપયોગ ને તેને માટેની શોધખોળો જોઈએ તો તેમાં પણ કેવળ તટસ્થતા તો નહિ જ મળે. તેમાંય જ્યાં માનવ સમાજ અને તેના પ્રશ્નો આવે છે ત્યાં આગળ એવું ભાગ્યે જ બને છે; કેમ કે દરેક માનવ સમાજનાં પોતપોતાનાં ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃતિ, તથા લોભ-લાલચ અને મહાકાંક્ષા, ને તેમને પૂરાં કરવાની શસ્ત્રાસ્ત્ર વગેરેની સામગ્રી ને જરૂરી આવડતો — આ બધાનો પાસ તેમાં બરોબર લાગે જ છે. એટલે, આ બાબતમાં જો નિષ્પક્ષપાતીપણું સંભવતું હોય તો તે એ જ છે કે, દરેક દેશે પોતાનો વિચાર સર્વોદયની કે ગાંધીજી જેને સ્વદેશીનો સિદ્ધાંત કહે છે તેવી કોઈ દૃષ્ટિએ કરવો જોઈએ. રંગ, જાતિ, કે રાષ્ટ્ર વગેરેના કોઈ ભેદ વગર, મનુષ્યમાત્ર હળીમળીને રહે ને પોતાના નિર્વાહ અને વિકાસ કરી શકે, એવું અર્થતંત્ર હોવું ઘટે; (અને એમ જ

રાજતંત્ર પણ.) કુદરતની અઢળક સમૃદ્ધિ અને તેનો ઉપયોગ કરવાની મનુષ્યની ભારે વિજ્ઞાનભરી આવડત અને શક્તિ, એ બે વસ્તુ આ સાધ્યનો કાચો માલ છે; તેને માનવતા અને બંધુતાના હૃદયધર્મથી જો આપણે વાપરીએ, તો જ અર્થશાસ્ત્રમાં નિષ્પક્ષપાત જેવું સંભવી શકે; તે વગર કોઈ બીજો રસ્તો દેખાતો નથી. એટલે, જગતની અર્થવ્યવસ્થામાં પણ ન્યાય જેવું તત્ત્વ હોવું જોઈએ, એને અર્થ-વિજ્ઞાનમાં તટસ્થતાનું ધોરણ સમજવું જોઈએ. જે આર્થિક વ્યવહાર કે સિદ્ધાંત યા પ્રક્રિયા આની સામે હોય તે નિષ્પક્ષ હોવાનો સંભવ ઓછો જ હશે. તેણે કદાચ કહેવાતી ને મનાતી શાસ્ત્રીયતાના વાગા પહેર્યા હશે; છતાં ક્યાંક તેમાં લૂંટ કે ઉચાપત કે 'બળિયાના બે ભાગ' જેવું જડી રહેવા ઘણો સંભવ લાગે છે. આજનું એકલું સંકુચિત રાષ્ટ્રવાદી બની બેઠેલું યુરોપીય રાજકારણ આ અર્થશાસ્ત્રના ટેકામાં ચાલે છે. તે પણ ત્યારે જ નિષ્પક્ષ કહેવાય જ્યારે તે સર્વોદયી જીવનવ્યવસ્થા નિર્માણ કરવાના ધ્યેયને લઈને ચાલે. એમાં જ એની વિજ્ઞાનશુદ્ધ નિષ્પક્ષતા છે. પણ આજે તો આપણે ત્યાં અર્થ અને રાજ્ય બેઉની વ્યવસ્થા પર-પક્ષી છે; તે પ્રજા-પક્ષી હોય, અને તે પણ સર્વોદયના સિદ્ધાંતથી સમગ્ર માનવજગતને અવિરોધી રીતે, તો જ તેને નિષ્પક્ષ કહી શકાય. ગાંધીજીની અહિંસક સમાજની વિચારણાનું આ એક મૂળ તત્ત્વ ગણાય. આ પુસ્તકમાં ભાઈ વિઠ્ઠલદાસે તેને અનુસરીને હિંદી પ્રજાને કઈ અર્થવ્યવસ્થા જોઈએ, પણ તે છે કેવી ને શાથી, તેનો ટૂંકમાં નિર્દેશ કર્યો છે. તેથી વિદ્યાર્થી તથા પ્રૌઢ સૌને સરખા કામની આ ચોપડી છે. આજની અપ-ટુ-ડેટ ફેશન 'યોજના' દ્વારા અર્થશાસ્ત્ર વિચારવાની છે. આ ચોપડી એ ફેશનને વશ થયા વગર, 'યોજનાઓ' કહેવાતી અનેક ચોપડીઓના વિષયને રજૂ કરે છે. અત્યારે જ્યારે આ બધા વિચારો લોકોમાં ચર્ચાય છે ત્યારે તેમને સમજવા માટેનું આ પ્રાથમિક જ્ઞાન તેમાં સારો પ્રવેશ કરાવશે, એવી આશા છે.

# લેખકનું નિવેદન

આપણા સાહિત્યમાં આર્થિક પ્રશ્નો વિષે સામાન્ય વાચકને વાંચવા જેવું બહુ ઓછું છે. અંગ્રેજી થોથાં વાંચી ન શકે તેમને માટે એ દ્વાર બંધ જ હોય એવું લાગે છે. હમણાં હમણાં એ દ્વાર ખૂલતાં જાય છે, છતાં સામાન્ય વાચકને માટે હજુ મુશ્કેલી તો છે જ. એવા વાચકને લક્ષમાં રાખી હિંદના આર્થિક પ્રશ્નો ઉપર આ પ્રવેશિકા લખી છે. તેમાં આપણી ખેતી, ઉદ્યોગો, બૅન્કો, હૂંડિયામણુ, રેલવે, નહેરો, પરદેશનો વેપાર, લશ્કરી ખર્ચ, પગારો, વહાણવટું, સરકારી દેવું, જેવા વિધવિધ પ્રશ્નોને અંગે સામાન્ય માહિતી આપી છે. આ પ્રશ્નોનો ઊંડો વિચાર આમાં કર્યો નથી. પરંતુ સામાન્ય જ્ઞાન મેળવવાની દૃષ્ટિથી અને આપણી આજુબાજુ આર્થિક બાબતો ઉપર જે બોલાય છે, લખાય છે, તે સમજવાની દૃષ્ટિથી જેઓ વાંચવા ઇચ્છે, તેમને આ કંઇક ખોરાક પૂરો પાડશે, અને અર્થશાસ્ત્રના વિદ્યાર્થીઓને હિંદના પ્રશ્નોના અભ્યાસ માટે પ્રવેશિકાની ગરજ સારશે, એવી આશા છે. આ લેખો ‘નવરચના’ માસિકમાં ૧૯૩૯ના ફેબ્રુઆરીથી ૧૯૪૦ના જૂન સુધીના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા.

આ લખાણ સામાન્ય વાચકને લક્ષમાં રાખીને લખવામાં આવ્યું છે. પણ તેમાં ભરપૂર આંકડાઓ જોઈને કોઈને કદાચ તે ભારે લાગે એમ બને. પરંતુ કોઈ પણ હકીકત કે મુદ્દો મળી શકે તે હકીકત સાથે રજૂ કરવો ઠીક છે એમ સમજીને, જ્યાં ત્યાં જરૂરી આંકડાઓ આપીને પ્રશ્નની રજૂઆત કરી છે. આંકડાઓ ઘણી વખત ભુલાવામાં નાખે તેવા હોય છે; વિશ્વાસપાત્ર હોતા નથી; પૂરતા હોતા નથી; એક જ વરસના હોતા નથી; એક જ રીતે તૈયાર કરેલા હોતા નથી. એવી એવી ઘણી મુશ્કેલીઓ હોય છે. છતાં ખાલી શબ્દોથી વાત કરવા કરતાં, મળી શકે તેવા આંકડા રજૂ કરવાનું યોગ્ય ધાર્યું છે. તે ઉપરથી ગણિતની ચોકસાઈથી વસ્તુસ્થિતિનો ખ્યાલ રજૂ ન થઈ શકે, કે દલીલનું સમર્થન ન થઈ શકે, પરંતુ શબ્દો કરતાં વધારે ચોક્કસ ખ્યાલ તો જરૂર આપી શકાય. તેથી આમાં આપેલા આંકડાઓ એ દૃષ્ટિએ રજૂ કરેલા છે. આશા છે કે વાચકને તે ભારે નહિ લાગે અને વિષયને સમજવામાં મદદરૂપ થશે.

આ લેખો પ્રગટ થયા પછી તેને છપાતાં, વિશિષ્ટ પરિસ્થિતિને લીધે, પાંચ વરસ જેટલો સમય વીતી ગયો છે. એટલે તેમાં કેટલાક જરૂરી સુધારા વધારા કરી લીધા છે. મુખ્યત્વે કરીને આંકડાઓ બદલ્યા છે. પણ ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં વિશ્વયુદ્ધ શરૂ થયા પછી, આપણા દેશમાં પણ ઘણી પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. એટલે તાજેતરના આંકડા લેવાને બદલે ૧૯૩૯–૪૦ ની આસપાસના આંકડા લીધા છે. આંકડા અને હકીકત માટે મુખ્યત્વે નીચેનાં પુસ્તકોનો આધાર લીધો છે. તે માટે તેમના લેખકોનો હું ઋણી છું:—

૧. 'સ્ટેટિસ્ટિકલ એબ્સ્ટ્રેક્ટ ફોર બ્રિટિશ ઇંડિયા' ૧૯૩૦–૧ થી ૧૯૩૯–૪૦ (બ્રિટિશ હિંદને લગતા આંકડાઓનું સરકારી તારણ-પુસ્તક)

૨. 'ધી ઇંડિયન યયર બૂક' ૧૯૪૧–'૨ (હિંદનો વાર્ષિક માહિતીગ્રંથ)

૩. 'ઇંડિયન ઇકૉનૉમિક્સ' ભા. ૧-૨- પ્રો. જઠાર ને બેરી (હિંદનું અર્થશાસ્ત્ર)

૪. 'અવર ઇકૉનૉમિક પ્રૉબ્લેમ' પ્રો. વાડિયા ને મરચંટ (આપણો આર્થિક પ્રશ્ન)

૫. 'પ્લૅન્ડ ઇકૉનૉમી ફોર ઇંડિયા' સર એમ. વિશ્વેશ્વરૈયા (હિંદ માટે યોજનાબદ્ધ અર્થવ્યવસ્થા)

આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા માટે શ્રી. વૈકુંઠભાઈનો હું આભારી છું. પુસ્તકના કામમાં મદદ કરવા માટે તો કોનો કોનો આભાર માનવો? મિત્રભાવે કે વિદ્યાપીઠના મારા સાથી તરીકે કરેલી મદદ માટે જાહેર આભાર માનવાની જરૂર હોય નહીં. પણ મારે એટલું કહેવું જોઈએ કે, આ પુસ્તક છપાતા પહેલાં ભાઈશ્રી. મગનભાઈ દેસાઈ જોઈ ગયા અને કેટલાક સુધારા વધારા સૂચવ્યા તેથી પુસ્તક વધારે વ્યવસ્થિત અને ચોક્કસ થઈ શક્યું છે.

આ પુસ્તક ગિદવાણીજીની માળામાં પ્રસિદ્ધ થાય છે તે મારે માટે ગૌરવની વાત છે. જે પૂજ્ય આચાર્યશ્રીની છાયા હેઠળ હું આ વિષયમાં પ્રવેશ પામ્યો, તેમની સ્મૃતિ કાયમ રાખવામાં હું કંઈ ફાળો આપી શકું તો મને જરૂર આનંદ થાય. આજે તેઓ હયાત હોત અને સદેહે તેમને મારી કૃતિ અર્પણ કરી શક્યો હોત તો મને વિશેષ આનંદ થાત.

# પ્રસ્તાવના

હિંદનું અર્થશાસ્ત્ર એ વિષય એટલો વિશાળ છે કે તેની સમાલોચના ૧૭૦ પાનાંના પુસ્તકમાં કરવી એ મુશ્કેલ કામ છે. પુસ્તકમાં ૨૫ પ્રકરણ છે તે દરેકના વિષય ઉપર આ કદનાં જુદાં જુદાં પુસ્તકો લખી શકાય. પરભાષામાં લખાયેલાં એવાં પુસ્તકોનો સારાંશ તારવી આમાં સામાન્ય વાચક માટે માહિતી એકઠી કરી છે, તે ગુજરાતની પ્રજાને અત્યંત ઉપયોગી થઈ પડે તેવી છે. માહિતી કેવળ પુસ્તકોમાંથી જ મેળવેલી નથી; સરકારી યાદીઓ તથા નિવેદનો, બિનસરકારી પુસ્તિકાઓ, વર્તમાનપત્રો, માસિકો વગેરે જ્યાંથી મળે ત્યાંથી હકીકત મેળવી છે. તેને પરિણામે જે માહિતી આપવામાં આવી છે તે ઘણીખરી આજ તારીખ સુધીની છે એમ કહી શકાય.

કર્તાનું દૃષ્ટિબિંદુ શું છે તે 'પ્રજાકીય અર્થશાસ્ત્ર' એ શબ્દો જ સૂચવે છે. કોઈ પણ પ્રશ્નનું નિરીક્ષણ નિષ્પક્ષપાત હોવું જોઈએ. છતાં અર્થશાસ્ત્રનો વિષય એવો છે કે જેના ઉપર રાજકારણ વિષેના મન્તવ્યની અસર થયા વિના રહેતી નથી. રાષ્ટ્રીય વિચાર આર્થિક પ્રશ્નોની ચર્ચામાં દાખલ કરવાનો આક્ષેપ હિંદના અર્થશાસ્ત્રીઓ ઉપર પરદેશી રાજ્યકર્તાઓ અને અર્થશાસ્ત્રીઓ વારંવાર મૂકે છે. તેઓ પોતે પોતાના રાષ્ટ્રની દૃષ્ટિથી આર્થિક પ્રશ્નો વિચારે છે કે કેમ તે તપાસવાનું આવા ટીકાકારો વીસરી જાય છે!

અર્થશાસ્ત્રના વિષય ઉપર અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકો અને આ પુસ્તકમાં મુખ્ય ફરક એટલો છે કે, આમાં પૂજ્ય ગાંધીજીએ પ્રચલિત કરેલા આર્થિક સિદ્ધાંતો સ્વીકારવામાં આવ્યા છે. આ સિદ્ધાંતો ઘણીખરી બાબતમાં બીજા હિંદી અર્થશાસ્ત્રીઓએ સ્વીકારેલ સિદ્ધાંતોથી જુદા પડતા નથી. ઔદ્યોગિક રચનાના વિષયમાં મુખ્ય મતભેદ છે. તે શાને આધારે છે તે કર્તાએ અનેક ઠેકાણે સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે. આજે પ્રચલિત ઔદ્યોગિક રચના કેવા પ્રકારની છે, તેમાં શોષણનો

અંશ કેટલો છે, તેમાં બેજવાબદારીપણું કેટલું પેસી ગયું છે, તેથી અનિષ્ટ કેટલાં દાખલ થયાં છે, તે વિષય ઉપર વધારે ચર્ચા પુસ્તકમાં થઈ હોત, તો ખાદી–ગ્રામોદ્યોગ પાછળ સમાયેલા આર્થિક સિદ્ધાંતો વધારે સારી રીતે સમજી શકાત.

પુસ્તક માહિતી અને આંકડાથી એટલું ભરપૂર છે અને દેશની આર્થિક સ્થિતિનું વર્ણન એવી રીતે રજૂ થયેલ છે કે આર્થિક સિદ્ધાંતોની પૂરી ચર્ચા કરવા અવકાશ રહેતો નથી. પુસ્તકની આ ખામી છે એમ કોઈ ટીકા કરે. મારી નજરમાં તે તેની એક ખૂબી છે. સિદ્ધાંતોના વાદમાં આપણે એટલા મશગૂલ છીએ કે પૃથ્વી ઉપર પગ મૂકી આંખ આગળ ખડા થયેલા દર્શન તરફ આપણું દુર્લક્ષ હોય છે. પુસ્તકના કર્તાને ધન્યવાદ ઘટે છે કે આ દોષથી તે રહિત છે.

સિદ્ધાંતોના ભેદથી કર્તા દોરાયા નથી. તેનો પુરાવો 'આર્થિક વિકાસની યોજનાઓ'ના પ્રકરણ ઉપરથી મળે છે. શ્રી. રોયની નીતિ અને જે નીતિ કર્તાએ ગ્રહણ કરી છે તેમાં આસમાન જમીનનો તફાવત છે. આમ હોવા છતાં શ્રી. રોયે પ્રચલિત કરેલી આર્થિક વિકાસની યોજનાને પૂરો ન્યાય આપવામાં આવ્યો છે. તેનું રહસ્ય સમજી તેનો સાર આપ્યો છે કે જેથી એ યોજનાની ખૂબી તેમ જ ખામી સારી પેઠે દેખાય છે. આ બધી યોજનાઓ હાલ હવાઈ કિલ્લા જેવી છે એ દર્શાવેલ મત અયોગ્ય નથી. "રાષ્ટ્રીય સરકાર હોય તો જ કોઈ પણ યોજના સફળ થઈ શકે"—એ યોજના ઘડનારા સર્વેનો મત છે તે વાસ્તવિક છે. હાલ તો આપણું કાર્ય કેટલાક મહત્ત્વના મુદ્દાઓ જ ખ્યાલમાં રાખી તે ઉપર પ્રજાને કેળવવાનું છે. પુસ્તકની આખરે આવા ૧૫ મુદ્દાઓ ટાંક્યા છે તે ઉપર પ્રજાનું લક્ષ જવું જોઈએ.

આ મુદ્દાઓનું તાત્પર્ય એ જ કે, "પ્રામાણિકપણે કામ કરનાર દરેકને નિર્વાહ પૂરતી મજૂરી મળી રહે અને કામ કરવા ઇચ્છનાર કોઈ કામ વિનાનો ન રહે." હાલની કેન્દ્રિત પદ્ધતિએ જ ઉદ્યોગોનો વિકાસ થાય, નફાબાજી, 'સસ્તું તે સોના જેવું' એ ધોરણ સર્વમાન્ય લેખાય, તો દેશની બેકારી કે દેશના ભૂખમરામાં ઘટાડો થશે નહિ; બલ્કે વધારો થવા સંભવ છે. કોઈ અર્થશાસ્ત્ર એમ શીખવતું નથી કે

પૈસો તે પરમેશ્વર છે. પણ તેવી મનોવૃત્તિ આજે જગભર ફેલાઈ છે. દરેક વ્યક્તિને સ્વચ્છ રહેઠાણ તથા પૂરતાં વસ્ત્ર અને પૂરતું અન્ન મળે એ ધ્યેય કદાચ સર્વમાન્ય હોય તોય, તે ધ્યેય કેમ સાધ્ય કરવું, એ માર્ગ સહેલાઇથી સૂઝતો નથી. એ જ અર્થશાસ્ત્ર ખરું કે જે આ માર્ગ શોધવામાં મદદરૂપ થાય. આ દિશામાં ગુજરાતની પ્રજાને સાચી દોરવણી આપવામાં પુસ્તક જરૂર ઉપયોગી થઈ પડશે, તેવી મારી નમ્ર માન્યતા છે.

અંધેરી, **વૈકુંઠભાઈ લલ્લુભાઈ મહેતા**

તા. ૨૨ મી જુલાઈ, ૧૯૪૫

# અનુક્રમણિકા

૧

# આર્થિક સ્થિતિ

હિંદના આર્થિક પ્રશ્નોનો વિચાર કરતાં પહેલો પ્રશ્ન આપણે સામાન્ય આર્થિક સ્થિતિનો લઈશું. આ વિષે વિચાર કરતાં હિંદની પ્રાચીન સમૃદ્ધિ પહેલી નજરે ચઢે છે. પહેલાંની આર્થિક સ્થિતિનાં વર્ણનો વાંચીએ તો રામાયણ અને મહાભારત કાળમાં, બુદ્ધ અને મહાવીરના સમયમાં, અને ત્યાર પછી પ્રાચીન મુસાફરોનાં જે બયાન મળે છે તેમના સમયમાં, અને છેવટે મુસલમાની સમયમાં 'લોકો બહુ સુખી અને સમૃદ્ધ છે' એવા પુરાવા મળે છે. તે સમયમાં લોકો સુખી હતા, સમૃદ્ધ હતા, એનો અર્થ એવો નથી કે, તે વખતે આજના જેવી મોટી મિલો કે કારખાનાં હતાં અથવા તો રેલવે અને મોટરો દોડતી હતી. એનો અર્થ એવોય નથી કે, આજના જેવાં નાટક–સિનેમા ચાલતાં હતાં અથવા તો લોકો ભાત ભાતની મોહક વસ્તુઓ વાપરતા હતા. તેનો અર્થ એ છે કે, લોકો ખાધેપીધે સુખી હતા, રહેવા માટે તેમને ઘર હતાં, પહેરવા માટે પૂરતાં કપડાં તૈયાર કરી શકતા, તથા ખાવા માટે પૂરતું અનાજ પકવી શકતા. પ્રમાણિકપણે મજૂરી કરનારને ખાવાપીવાની ચિંતા રહેતી નહિ; આખો દિવસ મજૂરી કરવા છતાં, આજના મજૂરોની માફક, ખાંજરામાં રહેવું પડતું નહિ; આજની જીવલેણ હરીફાઈની જગ્યાએ ગ્રામવ્યવસ્થા દ્વારા સહકારને ધોરણે કામ થતું; ગામમાં કોઈને ખાવાપીવાનું ન મળે એવું ન બનતું. તે સમયમાં આજની પેઠે ભલે થોડા કરોડાધિપતિઓ નહિ હોય, પરંતુ દેશની એકંદર સમૃદ્ધિ સારી હતી અને દુકાળ કે બીજી મુશ્કેલીઓની સામે ટકવાની પ્રજામાં તાકાત હતી. દુકાળો તો ત્યારે પણ પડતા, પરંતુ આજની માફક રોજ દુકાળ જેવી સ્થિતિ રહેતી નહિ. દરેક કામ કરનાર પોતાનો રોટલો તો સહેજે મેળવી શકતો. એ રીતે હિંદમાં પહેલાં લોકો સુખી હતા.

ત્યારે હવે સ્થિતિ કેવી છે?

અંગ્રેજી રાજ્ય આવ્યા પછી, ૧૯૦૦ની સાલ સુધી, સામાન્ય રીતે લોકો એમ માનતા અથવા તો એમને એમ મનાવવામાં આવતું કે, અંગ્રેજી રાજ્યના અમલ હેઠળ હિંદુસ્તાન સુખી છે. તે અરસામાં એક બ્રિટિશ પાર્લામેન્ટના સભ્ય હિંદની મુલાકાતે આવેલા તેમણે જણાવેલું કે :

"મેં હિંદમાં ક્યાંય ગરીબાઈ કે ભૂખમરાનુ નામનિશાન પણ જોયું નહિ. શહેરના દેશી લોકોના લત્તાઓ પણ ઉદ્યોગ અને આનંદથી ઊભરાતા લાગ્યા તથા તેમનાં બાળકો નીરોગી અને હૃષ્ટપુષ્ટ લાગ્યાં."

આ કથન સાચું નહોતું અને હિંદની સ્થિતિનો ખોટો ચિતાર રજૂ કરતું હતું, એમ ત્યાર પછી ઘણા લેખકોએ પુરવાર કરી બતાવ્યું છે. રમેશચંદ્ર દત્ત, દાદાભાઈ, અને ડિગ્બી એ આપણા આધુનિક અર્થશાસ્ત્રના પ્રણેતા ગણાય. તેમણે પ્રમાણભૂત ગ્રંથો લખીને પશ્ચિમના અર્થશાસ્ત્રના જ ધોરણે દાખલા–દલીલો અને આંકડાઓથી પુરવાર કરી બતાવ્યું કે, અંગ્રેજી રાજ્યનાં છેલ્લાં સો વર્ષને અંતે લોકો પાસે જિંદગીની જરૂરિયાતો ખરીદવા જેટલી પણ સંપત્તિ રહી નથી; અને અંગ્રેજી રાજ્યના અમલને પરિણામે 'ઇંગ્લંડ બમણું પૈસાદાર થયું છે અને હિંદુસ્તાન બમણું ગરીબ બન્યું છે.'

આ ગરીબાઈ આજે આપણી આજુબાજુ લોકોનાં શરીર ઉપર અને ઘરમાં જોઈએ છીએ. હિંદ ખેતીપ્રધાન દેશ છે, છતાં અહીંના લોકોને ખાવા પૂરતું અનાજ દેશમાં રહેતું નથી; દેશમાં ઢેર ઢેર કપાસ થાય છે, છતાં પહેરવા પૂરતાં કપડાં મળતાં નથી; જેલમાં ગુનેગાર કેદીને ખાવાપીવા અને પહેરવા–ઓઢવાનું મળે છે, તેટલુંય એક સ્વતંત્ર ગણાતા હિંદીને ભાગે આવતું નથી. આ દરેક બાબતની નિષ્ણાતોએ તૈયાર કરેલા આંકડાઓ સાક્ષી પૂરે છે.

એવી ગણતરી કરવામાં આવી છે કે, હિંદમાં સામાન્ય રીતે દર વરસે સરેરાશ ૮ કરોડ ટન અનાજ પાકે છે. તેમાંથી પરદેશ જતો માલ બી, બગાડ વગેરેનો ભાગ બાદ કરતાં ૫ કરોડ ટન દેશમાં ખાવા માટે બાકી રહે છે. સરકારની જેલોમાં જે ધોરણે ખોરાક અપાય છે તે

ધોરણે ગણતાં પણ, દેશની વસ્તીને ખાવા માટે ઓછામાં ઓછું ૮ કરોડ ટન અનાજ જોઈએ. એટલે અત્યંત આવશ્યક પ્રમાણમાં પણ ૩૭-૫ ટકા અનાજની દેશમાં તૂટ રહે છે. સુખી લોકો અને પૈસાદારો જેલને ધોરણે પોતાનાં આહારાદિ નથી કરતા, એનો ખ્યાલ રાખીએ તો, દેશમાં કેટલો ભૂખમરો છે એનો ખ્યાલ આવે.

કેટલા ટકા લોકોને ઠીક ઠીક ખાવાપીવાનું મળે છે અને કેટલાને પૂરતું નથી મળતું એનો એક લેખકે એવો અંદાજ કરેલો છે કે, હિંદમાં ૬૧ ટકા લોકોને પૂરતું ખાવાનું મળતું નથી, ત્યારે ફક્ત ૩૯ ટકા લોકોને ઠીક ઠીક ખાવા પૂરતું મળે છે. આ હિસાબે દેશની વસ્તીમાંથી દર ત્રણ માણસે બે માણસ અધભૂખ્યાં રહે છે એમ થયું.×

કાપડની બાબતમાં અહીં મિલોમાં પેદા થતું, હાથસાળો પર તૈયાર થતું અને પરદેશથી આયાત થતું કુલ કાપડ ગણતાં દરેક હિંદીને લગભગ ૧૭ ચોરસ વાર કાપડ* વાપરવા મળે છે, ત્યારે જેલમાં સામાન્ય રીતે દરેક કેદી દીઠ લગભગ ૨૯ ચોરસ વાર કપડું વપરાય છે.

આ રીતે ખોરાક અને કપડાં, એ જિંદગીની બે પ્રાથમિક જરૂરિયાતોના સંબંધમાં સામાન્ય હિંદીની સ્થિતિ જેલના ગુનેગાર કેદી કરતાં પણ ખરાબ છે. કેટલાક લોકો વધારે સારી રીતે રહે છે, ખૂબ ખાય છે, પહેરે છે, એ હિસાબે જોઈએ તો હિંદીની સ્થિતિ કેટલાય ગણી વધારે ખરાબ હશે, તેની તો કલ્પના જ કરવી રહી: આંકડામાં તે બતાવવું મુશ્કેલ છે.

ખોરાક અને કપડાં ઉપરાંત દેશપરદેશના સંપત્તિના આંકડા ઉપરથી તપાસ કરીએ તોપણ હિંદ કેટલો ગરીબ દેશ છે તેનો ખ્યાલ આવે છે.

× એક બીજી ગણતરી પ્રમાણે હિંદને માટે ૩૨૨ અબજ કેલરી શક્તિનું અનાજ જોઈએ, તેમાં ૪૧ અબજ કેલરી શક્તિના અનાજની તૂટ રહે છે. એ રીતે ૪૮૦ લાખ માણસોને બિલકુલ અનાજ મળે નહિ; પરંતુ તેઓ માણસની જરૂરિયાત (૨૮૦૦ કેલરી રોજની) કરતાં ઓછું ખાઈને પણ જીવે છે એટલે ૧૦થી ૧૫ કરોડ માણસો અધભૂખ્યાં રહે છે એમ થયું.

* ૧૯૪૩-૪૪માં ૧૦ ચો. વાર ગણતરી થાય છે.

| देश | वर्ष | माणस दीठ आवक रूपिया |
|---|---|---|
| અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો | ૧૯૨૮ | ૨૦૫૩ |
| કેનેડા | ૧૯૩૦ | ૧૨૫૮ |
| ગ્રેટ બ્રિટન | ૧૯૩૧ | ૧૦૯૨ |
| ફ્રાન્સ | ૧૯૨૮ | ૬૩૬ |
| જર્મની | ૧૯૨૮ | ૬૩૪ |
| જાપાન | ૧૯૨૮ | ૨૭૧ |
| હિંદુસ્તાન | ૧૯૩૮ | ૫૬ |

એમ માથા દીઠ આવકમાં હિંદુસ્તાન સૌથી નીચે છે. તે જ પ્રમાણે દોલત પણ હિંદમાં ઘણી ઓછી છે :

| देश | दुनियानी वस्तीना टका | दुनियानी दौलतना टका |
|---|---|---|
| હિંદુસ્તાન | ૧૭ | ૫ |
| અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો | ૭ | ૩૦ |
| ગ્રેટ બ્રિટન | ૨.૫ | ૧૭ |

એટલે, હિંદુસ્તાનમાં દુનિયાની કુલ વસ્તીના ૧૭ ટકા વસે છે; પણ તેની સામી બાજુએ તેમની પાસે દુનિયાની કુલ દોલતના ફક્ત ૫ ટકા દોલત છે, અને માથા દીઠ વાર્ષિક આવક (હિંદી સરકારના માજી નાણામંત્રી સર જેમ્સ ગ્રીગની ગણતરી પ્રમાણે) ફક્ત રૂ. ૫૬ છે. આ અતિક્ષુદ્ર આવકમાંથી માથા દીઠ રૂ. ૯) સરકાર-વેરાના જાય અને માથા દીઠ રૂ. ૫) પરદેશીઓનો નફો, વ્યાજ, કમિશન વગેરેમાં પરદેશ ઘસડાઈ જાય, પછી ખાવા માટે શું રહે? પરિણામે એક કેદી પાછળ જેટલું ખર્ચ થાય છે (માથા દીઠ રોજના ૩ આના) તેટલું પણ હિંદીને માથા દીઠ મળતું નથી. અને તેથી વસ્તીનો ¾ ભાગ કંગાળ દશામાં જીવે છે. એટલું સારું છે કે, સૂર્યનારાયણની મહેરબાની છે અને આબોહવા અનુકૂળ છે, એટલે થોડું ખાઈને પણ લોકો જીવી શકે છે. બાકી પશ્ચિમના દેશમાં તો આટલા થોડા ખોરાક અને કપડાંથી લોકો જીવી જ ન શકે.

પણ લોકો જીવે છે માટે પૂરતું ખાવાનું મળે છે તેથી જીવે છે એવો તેનો અર્થ નથી. આ કરોડો અધભૂખ્યા લોકોને પૂરતું

ખાવાપીવાનું મળે અને ખેડૂતોના ભંડાર ભર્યા રહે, એ જ સ્વરાજ્યનો મહાન પ્રશ્ન છે. આ અધભૂખ્યા લોકોને માટે ધારાસભાઓના અધિકાર એ તેટલા મહત્ત્વનો પ્રશ્ન નથી. તેમને મન રોટીનો પ્રશ્ન, તેઓ સારી રીતે કેમ જીવી શકે એ પ્રશ્ન મહત્ત્વનો છે. તેથી જ ગાંધીજી દરેક પ્રમાણિકપણે કામ કરનારને રોજના આઠ આના અપાવવા માટે ઝંખી રહ્યા છે. તે કામ ખાદી અને ગ્રામોદ્યોગ દ્વારા થશે કે મોટી મિલો અને કારખાનાં દ્વારા થશે? બન્નેની જરૂર હોય તો તેની મર્યાદા કેટલી? આ બધા અતિ મહત્ત્વના વિચારવા જેવા પ્રશ્નો છે, પરંતુ આપણે તેનો વિચાર અહીં નહિ કરીએ. અહીં તો હિંદના જુદા જુદા આર્થિક પ્રશ્નોનું દિગ્દર્શન કરવું છે. તે પ્રશ્નો હવે એક પછી એક લઈશું.

# ૨

# ભૌગોલિક સ્થિતિ

સંપત્તિ અને ગરીબાઈમાં જેમ હિંદનું સ્થાન ઘણું નીચું છે, તેમ દુનિયાની વસ્તી અને વિસ્તારમાં હિંદનું સ્થાન ઘણું ઊંચું છે. કુદરતી અનુકૂળતાઓની દૃષ્ટિએ પણ ઊંચું છે. એટલે હિંદને વિષે એમ કહેવાય છે કે, 'હિંદ એ આબાદ દેશ છે, પરંતુ તેમાં ગરીબો વસે છે.' દેશની આબાદી અને તેમાં વસતા લોકોની ગરીબાઈ એ બેનો મેળ ખાય એ સામાન્ય દૃષ્ટિએ સંભવિત લાગતું નથી; પરંતુ આપણા દેશમાં ખરેખર એવી જ સ્થિતિ છે.

દુનિયાની જમીનનું ક્ષેત્રફળ સુમારે ૫૧૦ લાખ ચોરસ માઈલ છે. તેમાં હિંદનું ક્ષેત્રફળ આશરે ૧૮ લાખ ચો. માઈલ છે. એટલે દુનિયાના ક્ષેત્રફળના ૩.૫ ટકા થયું. બ્રહ્મદેશ બાદ કરીએ તો લગભગ ૩ ટકા થાય. આ ક્ષેત્રફળ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની સરખામણીમાં અડધા કરતાં થોડું ઓછું છે, પરંતુ ગ્રેટ બ્રિટનથી ૧૫ ગણું વધારે છે, અને યુરોપમાંથી રશિયા બાદ કદીએ તો જેટલું રહે તેટલું લગભગ થાય છે. દુનિયાના દેશોના વિસ્તારની દૃષ્ટિએ હિંદનો નંબર સાતમો છે, પરંતુ વસ્તીની સંખ્યામાં આપણો નંબર હમણાં સુધી બીજો જ હતો. ફક્ત ચીન આપણાથી આગળ હતું. હવે તો તેમાં પણ આપણે પહેલો નંબર લેવાની હરીફાઈ કરીએ છીએ. પૂર્વ–પશ્ચિમ ૧૭૦૦ માઈલ અને ઉત્તર–દક્ષિણ ૨૦૦૦ માઈલ વિસ્તારવાળા આ દેશમાં ૪૩૦૦ માઈલ દરિયાકિનારો છે. ૧૯૩૧ની વસ્તી–ગણતરી પ્રમાણે દુનિયાની વસ્તીના ૧૭ ટકા વસ્તી (૨૦૨ કરોડમાંથી ૩૫ કરોડ) હિંદમાં હતી.* ત્યારે દુનિયાની વસ્તીના આશરે ૨.૫ ટકા વસ્તીવાળો દેશ હિંદ ઉપર રાજ્ય કરે છે. વસ્તીમાં લગભગ ૭ ગણો નાનો અને વિસ્તારમાં ૧૫ ગણો

* ૧૯૪૧ની ગણતરી મુજબ ૩૮૯૮ લાખ.

નાનો અને કુદરતી અનુકૂળતામાં પણ પાછળ એવો એ દેશ હિંદ જેવા વિશાળ અને પ્રાચીન સંસ્કૃતિવાળા દેશ ઉપર લાંબા વખતથી રાજ્ય કરે છે, એ પણ ઇતિહાસની એક અજાયબી છે. તેનાં કારણો દરેક હિંદીએ તપાસવાં જોઈએ, જાણવાં જોઈએ; પરંતુ અહીં તે આપણા ક્ષેત્ર બહારનો વિષય છે.

વસ્તી અને વિસ્તારની દૃષ્ટિએ આપણો દેશ મોટો છે, તેમ ભૌગોલિક દૃષ્ટિએ સગવડવાળો છે. તે પૃથ્વીના પૂર્વ ગોળાર્ધમાં ૮ અંશ ઉત્તરથી ૩૭ અંશ ઉત્તર સુધીના અક્ષાંશમાં આવેલો છે. સૌથી પશ્ચિમનો ભાગ ૬૧ અંશ પૂર્વ-રેખાંશ અને પૂર્વનો ભાગ લગભગ ૯૫ અંશ પૂર્વ-રેખાંશમાં છે. કર્કવૃત્ત લગભગ હિંદના મધ્ય ભાગમાં થઈને જાય છે. એટલે લગભગ અર્ધો દેશ ઉષ્ણકટિબંધમાં અને અર્ધો દેશ સમશીતોષ્ણ કટિબંધમાં છે. આવા અનુકૂળ સ્થળને લીધે અને જમીનની ઊંચાણ નીચાણની વિવિધતાને લીધે ગરમ અને ઠંડી બધા પ્રકારની આબોહવા આપણા દેશમાં માલૂમ પડે છે. છતાં અત્યંત સખત ઠંડી કે ગરમી દેશના કોઈ ભાગમાં માલૂમ પડતી નથી, જોકે ઋતુઓ અને આબોહવામાં મોટો તફાવત છે. જેકોબાબાદ અને મુલતાન જેવાં શહેરોમાં ત્રણ વરસ દરમિયાન માત્ર ૫ ઇંચ જેટલો વરસાદ પડે અને કોલંબો અને કલકત્તામાં વરસનો ઘણો ભાગ વરસાદ પડે. વળી આસામની ટેકરીઓમાં ચેરાપૂંજી જેવા સ્થળે તો વરસમાં ૪૬૦ ઇંચ જેટલો વરસાદ પડે! આ રીતે વરસાદના પ્રમાણમાં આખા દેશમાં ઘણો તફાવત છે, તેથી આપણો દેશ આબોહવાની દૃષ્ટિએ એક મોટા ખંડ જેવો ગણી શકાય.

આપણને કુદરતી અનુકૂળતાઓ કરી આપવામાં હિમાલયનો ફાળો અતિ મહત્ત્વનો છે. તે આખી દુનિયામાં સૌથી મોટો છે, તે જ પ્રમાણે આપણા જીવનમાં પણ તેનો ફાળો સૌથી મોટો છે. આપણા લોકોએ તેને શિવજીનું ધામ ગણ્યું છે, તે બરાબર જ છે. શિવજી દેવનું ધામ તો એ હશે તો હશે, પરંતુ 'શિવ' એટલે 'કલ્યાણ'નું ધામ તો તે છે. ૧૫૦૦ માઇલ લાંબા અને લગભગ ૨૦૦ માઇલ પહોળા વિસ્તારમાં પથરાયેલી એ મહાન પર્વતમાળાના આપણા ઉપર ઘણા ઉપકાર છે.

એને લીધે જ મેઘરાજાનો વાસ હિંદમાં રહે છે અને સિંધુ, ગંગા, જમના, બ્રહ્મપુત્રા જેવી લોકમાતાઓ હિંદમાં વહીને કરોડોનાં જીવનને પોષે છે. ઇમારતી લાકડાં અને વનસ્પતિનો તો એ મહાન ભંડાર છે. ઉત્તર તરફનો એ મહાન ગઢ દુનિયાના કોઈ પણ ગઢ કરતાં મોટો છે. ચીનને ૨૦૦૦ વર્ષ પર પોતાના રક્ષણ માટે ૧૫૦૦ માઇલ લાંબી દીવાલ કરવી પડી હતી, ત્યારે આપણે ત્યાં અનંત કાળથી ૧૫૦૦ માઈલ લાંબી દીવાલ કુદરતે કરી આપી છે. ચીનની દીવાલ તો મનુષ્યકૃત રહી. તે માત્ર ૨૦ ફૂટ પહોળી છે, ત્યારે આ કુદરતી દીવાલ લગભગ ૨૦૦ માઈલ પહોળી છે. ચીનની દીવાલ માત્ર ૩૦ ફૂટ ઊંચી છે, ત્યારે આ દીવાલની સરેરાશ ઊંચાઈ ૨૦,૦૦૦ ફૂટ છે. એનાં શિખરો તો ૨૪,૦૦૦ ફૂટની ઊંચાઈનાં છે અને એના ઊંચામાં ઊંચા શિખર જગન્માતા અથવા એવરેસ્ટ પર તો મનુષ્ય હજુ પગ મૂકી શક્યો નથી. તેની ઊંચાઈ ૨૯,૦૦૦ ફૂટ છે. આ સાડાપાંચ માઇલ ઊંચા શિખરવાળી મહાન કુદરતી દીવાલને કોણ ભેદી શકે? મનુષ્યકૃત દીવાલ તો જર્જરિત પણ થાય. હિમાલય તો અનંત કાળથી ત્યાં ઊભો છે; કાળની એને પરવા નથી.

હિમાલયમાંથી નીકળતી નદીઓનું પાણી કેટલેક ઠેકાણે ધોધરૂપે પડે છે. આ ધોધનો ઉપયોગ કરીને પંજાબમાં મંડી જેવી જગ્યાએ વીજળી પેદા કરવાનાં કારખાનાં કરવામાં આવ્યાં છે. હિંદમાં મોટાં કારખાનાં ચલાવવા માટે આ હિમાલયમાંથી ઘણી વિદ્યુતશક્તિ મેળવી શકાય તેમ છે. આ રીતે હિમાલયના આપણા ઉપર અનેક ઉપકાર છે.

આવી કુદરતી અનુકૂળતાઓને લીધે મનુષ્યજીવનને ઉપયોગી ઘણી વસ્તુઓ આપણને સહેજે મળી રહે છે, અને સહેજે મળે છે તેથી જ કદાચ આપણે ઔદ્યોગિક ઉન્નતિમાં પાછળ પડી ગયા છીએ. કુદરત અનુકૂળ છે, પરંતુ મનુષ્યશક્તિ અનુકૂળ નથી. એટલે કુદરતી સમૃદ્ધિનો જેટલો લાભ મળવો જોઈએ તેટલો આપણને મળતો નથી અથવા તો આપણે ઉઠાવી શકતા નથી.

આપણે ત્યાં અનાજ શાકભાજી દરેક જાતનું પાકે છે. દુનિયાની કુલ ઊપજના ૪૦ ટકા ચોખા હિંદમાં પાકે છે. ઘઉંની ઊપજમાં

આપણો દેશ દુનિયામાં બીજે નંબરે છે. શણનો તો આપણા દેશને ઇજારો છે, કારણ કે બીજા દેશોમાં તે પાકતું નથી. ચા પણ આપણા દેશમાં વધારેમાં વધારે થાય છે. જોકે ચા અને શણનો ધંધો ઘણોખરો પરદેશીઓ પચાવી પડ્યા છે, તેથી આપણને તેનો પૂરતો લાભ મળતો નથી. આ વસ્તુઓ આપણી આબોહવામાં વધારે પ્રમાણમાં થઈ શકે છે તે કુદરતની મહેરબાની બતાવે છે. કોલસો, લોખંડ, મીઠું વગેરે પણ પૂરતા પ્રમાણમાં મળી આવે છે, પરંતુ તે અંગેના ઉદ્યોગોને ખીલવવા માટે પૂરતું ઉત્તેજન મળતું નથી. વસ્તુસ્થિતિ એવી છે કે, સ્વતંત્ર દેશોના જેવી અનુકૂળતાઓ મળે તો ઘણું વધારે પાકી શકે અને ઘણી વસ્તુઓના પાકમાં અને ઘણા ઉદ્યોગોમાં હિંદનો નંબર આગળ આવે,— કુલ પેદાશમાં જ નહિ પણ એકર દીઠ પેદાશમાં પણ આવે.

આપણું પશુધન પણ ઘણું છે. પણ તે નિર્બળ સ્થિતિમાં છે અને પૂરતું કામ આપતું નથી, એટલે બોજારૂપ છે. માણસને પૂરતું ખાવાનું ન મળે તો ઢોરને તો ક્યાંથી મળે? તે વિષે વધુ વિચાર આગળ ઉપર કરીશું.

આપણા દેશમાં ખનીજ દ્રવ્યો પણ પૂરતા પ્રમાણમાં છે. મીઠા જેવી વસ્તુ દેશમાં જોઈએ તેટલી થઈ શકતી હોય, છતાં સરકાર પરદેશી મીઠું ઘુસાડે તો મીઠું સારું અને સસ્તું શી રીતે બને? એવું જ કોલસો, લોખંડ વગેરે ખનીજ દ્રવ્યોને વિષે છે. એ બધી કુદરતી સંપત્તિને ખીલવવા માટે યોગ્ય અવકાશ અને ઉત્તેજન મળે તો મનુષ્યજીવનને સુખી અને સમૃદ્ધ કરવા માટે જરૂરી બધી સામગ્રી આપણા દેશમાં છે, એ વિષે શંકા નથી. આપણે બીજાના ઉપર આધાર રાખવો પડે તેમ નથી. આજે તો કોઈ સ્વદેશી વ્રત લઈને બેસે અને બહારની ચીજો વાપરવાનું બંધ કરે તો તેનો જીવનવ્યવહાર મુશ્કેલ થઈ પડે. સોય જેવી વસ્તુ પણ પરદેશથી આવે, પછી કપડાં સીવે શી રીતે? રેંટિયામાં ત્રાક પણ પરદેશી વાપરવી પડે છે. તકલીના સળિયા પણ પરદેશી આવે છે. આ રીતે એકલું ખાદીનું વ્રત પણ શુદ્ધ સ્વદેશીની દૃષ્ટિએ સાંગોપાંગ પાર ઉતારવું મુશ્કેલ છે, તો બીજી વસ્તુઓનું તો પૂછવું જ શું? જેમ દેહધારી જીવ સંપૂર્ણ અહિંસા પાળી શકતો નથી, તેવું આજે સ્વદેશીની

બાબતમાં દરેક હિંદવાસીનું થઈ ગયું છે. હિંદવાસી ધારે તોપણ સંપૂર્ણ સ્વદેશી વ્રત પાળી શકે તેમ નથી. આ સ્થિતિ હિંદને માટે કૃત્રિમ છે, આવી પડેલી છે. બાકી, આપણી પાસે એટલી કુદરતી સાધન-સામગ્રી પડેલી છે કે, આપણે બીજાના ઉપર આધાર રાખવાની જરૂર ન પડે, છતાં આપણને ખાવાપીવાનું, પહેરવાનું કેટલું ઓછું મળે છે તે આપણે જોયું છે. આપણા ખેડૂતો કેવી બેહાલ સ્થિતિમાં છે તે આપણે અવારનવાર સાંભળીએ છીએ. તે વિષે હવે આપણે વિચાર કરીશું. પણ તે પહેલાં આપણી વસ્તી, આરોગ્ય અને ધંધાઓની વહેંચણી વિષે થોડું અવલોકન કરી લઈએ.

# ૩

# વસ્તી, આરોગ્ય, ધંધા

### વસ્તી

૧૯૪૧ની વસ્તી–ગણતરી પ્રમાણે અખિલ હિંદની કુલ વસ્તી ૩૮,૮૯,૯૭,૯૫૫ માણસોની થઈ છે, તેમાંથી શહેરમાં લગભગ ૧૩ ટકા લોકો વસે છે અને બાકીના ૮૭ ટકા ગામડાંમાં વસે છે. પાંચ હજાર કે તેથી વિશેષ વસ્તીવાળાં ફક્ત ૨૭૦૩ શહેરો છે અને ૬,૫૫,૮૯૨ ગામડાં છે એટલે આપણો મુખ્ય પ્રશ્ન ગામડાંનો છે એ નિર્વિવાદ છે.

હિંદના કુલ વિસ્તારમાંથી ૩૯ ટકા ક્ષેત્રફળ નાનાં મોટાં ૫૬૨ દેશી રાજ્યોનું છે, જેમાં ૨૩ ટકા વસ્તી વસે છે. પણ આ વિભાગ રાજકીય તંત્રવ્યવસ્થા પૂરતો અલગ છે. દેશી રાજ્યોની પ્રજાના આર્થિક જીવનમાં, બ્રિટિશ વિભાગની સરખામણીમાં, ખાસ મહત્ત્વનો તફાવત નથી. કેટલાક ભાગો તો એવા અરસપરસ ગૂંથાયેલા છે કે, ફક્ત નકશામાં લાલ પીળા રંગ પૂરતા જ જુદા ગણી શકાય. કોઈ કોઈ ઠેકાણે કેળવણીનું પ્રમાણ ઓછુંવત્તું હોય કે રાજ્ય તરફથી મળતી સગવડો ઓછીવત્તી હોય. પરંતુ એકંદરે દેશી રાજ્યો અને બ્રિટિશ હકૂમત હેઠળના પ્રાંતોમાં આર્થિક પ્રશ્નોને અંગે મહત્ત્વનો તફાવત નથી.

જ્યારથી વસ્તી–ગણતરીની વ્યવસ્થિત શરૂઆત થઈ ત્યારથી આપણા દેશમાં વસ્તી નીચે પ્રમાણે વધી છે :

| ई. स. | करोड | ई. स. | करोड |
|---|---|---|---|
| ૧૮૭૨ | ૨૦॥ | ૧૯૧૧ | ૩૧॥ |
| ૧૮૮૧ | ૨૫ | ૧૯૨૧ | ૩૨ |
| ૧૮૯૧ | ૨૮॥ | ૧૯૩૧ | ૩૫ |
| ૧૯૦૧ | ૨૯॥ | ૧૯૪૧ | ૩૯ |

આ આંકડામાં જે વધારો જણાય છે તે ખરો વધારો નથી. કેટલાંક વરસોમાં ગણતરીના પ્રદેશમાં વધારો થયો હોય કે ગણતરીની

પદ્ધતિમાં ફેરફાર કર્યો હોય તેથી વધારો દેખાય છે. દાખલા તરીકે, બ્રહ્મદેશ હિંદથી જુદો પાડ્યા પછી હિંદની વસ્તીમાં તે દેશની વસ્તી ન ગણવાથી વસ્તી ઘટેલી જણાય, પરંતુ તે ખરો ઘટાડો ન ગણાય. તે જ પ્રમાણે ઊલટું, બીજી ગણતરી વખતે બ્રહ્મદેશ ફરી હિંદ સાથે જોડી દેવામાં આવે તેથી વસ્તી વધેલી જણાય, પરંતુ તે ખરો વધારો ન ગણાય. આ રીતે જોતાં ૧૮૭૨થી ૧૯૪૧ સુધીમાં ૮૭ ટકા વસ્તી વધેલી જણાય છે, પરંતુ ખરી રીતે ફક્ત ૪૫.૮ ટકા વધી છે.

૧૮૭૦થી ૧૯૧૦ સુધીમાં જુદા જુદા દેશોમાં નીચે પ્રમાણે વસ્તી વધી હતી :

| | |
|---|---|
| ઇંગ્લંડ અને વેલ્સ | ૫૮.૨ ટકા |
| ડેન્માર્ક | ૫૩.૨ ,, |
| યુરોપ | ૪૭ ,, |
| હિંદ | ૨૦ ,, (૧૯૪૧ સુધીમાં ૪૫.૮ ટકા) |

આ રીતે હિંદની વસ્તીમાં વધારો બીજા દેશોના પ્રમાણમાં વધારે નથી.* ૧૯૪૧ સુધી ગણીએ તોપણ વધારે નથી. પરંતુ તેનું કારણ

* ૧૯૪૪માં બ્રિટિશ આમ-સભામાં હિંદના પોતાના રાજ્યનાં ગુણગાન કરતાં, વડા પ્રધાન ચર્ચિલે કહ્યું હતું કે, 'આખી દુનિયામાં, ક્યાંય કરતાં ઝડપી વધારો હિંદની વસ્તીમાં થયો છે.' આ કથન ખોટું છે. તે બતાવવા એક ચર્ચાપત્રમાં ('બોમ્બે ક્રોનિકલ' તા. ૪–૧૦–૧૯૪૪) 'આપણું હિંદુસ્તાન'ના કર્તા શ્રી. મિનુ મસાણી લખે છે કે, '૧૮૮૧થી ૧૯૩૧ સુધીનું અર્ધું સૈકું તપાસતાં એમ જણાય છે કે, ખરેખર જોઈએ તો, ચર્ચિલના દેશ સુધ્ધાં લગભગ ઘણાખરા દેશો કરતાં હિંદની વસ્તી ઘણી મંદ ગતિએ વધી છે.'

અને તેના પ્રમાણ તરીકે તે Robert R. Kuczynski ના 'Measurement of Population Growth' ચોપડીમાંથી તે ૫૦ વર્ષો દરમિયાન નીચેના દેશોની વસ્તીના વધારાના ટકા આ પ્રમાણે આપે છે :

| | |
|---|---|
| ઇંગ્લંડ અને વેલ્સ | ૫૦ ટકા |
| હોલેંડ | ૬૦ ,, |
| ઑસ્ટ્રેલિયા | ૧૬૬ ,, |
| ન્યૂ ઝિલૅંડ | ૧૭૨ ,, |
| રુમાનિયા | ૨૮૩ ,, |

(અનુસંધાન પાન ૧૩ પર)

એ છે કે, ઊંચા જન્મપ્રમાણની સાથે મરણપ્રમાણ પણ આપણા દેશમાં વિશેષ છે.

कुल वस्तीना हजारे प्रमाण (१९३७)

| देश | (जन्म) | (मरण) |
|---|---|---|
| હિંદુસ્તાન | ૩૪ | ૨૨ |
| ગ્રેટ બ્રિટન | ૧૫ | ૧૨ |
| અમેરિકાનાં સં. સંસ્થાનો | ૧૭ | ૧૧ |
| જર્મની | ૧૯ | ૧૧ |
| જાપાન | ૩૧ | ૧૭ |

## આરોગ્ય

વધુ જન્મે અને વધુ મરે એટલે એકંદરે વધારો ઓછો થાય; પરંતુ તેથી પ્રજાની તંદુરસ્તી સારી ન ગણાય, અને પ્રજા સુખી પણ ન ગણાય. તંદુરસ્તી સારી ન હોય એટલે રોગો વધારે થાય. જ્યારે કોઈ પણ રોગ ફાટી નીકળે ત્યારે તે કેટલા બધા માણસોનો ભોગ લે છે, તે નીચેના આંકડા બનાવે છે:

| रोग | साल | मरण |
|---|---|---|
| પ્લેગ | ૧૯૦૧–૧૯૧૦ | ૬૫,૨૨,૪૪૫ |
| મલેરિયા | ૧૯૦૧–૧૯૨૧ | ૧,૮૩,૬૧,૧૬૭ |
| ઇન્ફ્લુએન્ઝા | ૧૯૧૮–૧૯૧૯ | ૮૪,૧૯,૬૯૪ |

જૉન આચાર ટોમ્સને નીચેના દેશોમાં એ વર્ષોની વૃદ્ધિ આ પ્રમાણે બતાવી છે:

| | |
|---|---|
| જાપાન | ૭૪ ટકા |
| અમેરિકાનાં સંસ્થાનો | ૧૮૬ ,, |

આની સામે હિંદની તે ગાળાની વૃદ્ધિ (બર્મા બાદ કરતાં) ૩૫ ટકા જ હતી.

આ આંકડા બાબત એક ધ્યાન રાખવાનું જણાવે છે કે, અમેરિકા, ન્યૂઝિલૅન્ડ, ઑસ્ટ્રેલિયાની વૃદ્ધિમાં બહારથી નવા આવેલાનો સમાવેશ થયો છે, તો ઇંગ્લંડમાંથી તે વર્ષોમાં કેટલાક પરદેશ ચાલ્યા ગયા છે. એટલે ઇંગ્લંડનો ખરેખરો આંકડો તો તેથીય વધારે માનવો જોઈએ. અને હિંદના આંકડાને માટે કહે છે કે. જૂની વસ્તીગણતરીનો પ્રદેશ અત્યાર કરતાં ઓછો હતો ને તેનું કામ આજની ચોકસાઈથી થતું નહિ. એટલે હિંદનો આંકડો ખરેખર કરતાં વધારે અંદાજ આપે છે.

દર વરસે રોગોથી થતાં મરણનું પ્રમાણ પણ એવું છે. દર વરસે ૩૬ લાખ માણસો જુદા જુદા તાવથી મરે છે અને બે લાખ સ્ત્રીઓ સુવાવડમાં મરી જાય છે.

ખરાબ તંદુરસ્તી અને ગરીબાઈનું બીજું પરિણામ બાળમરણ છે. બીજા દેશોના પ્રમાણમાં આપણે ત્યાં તે નીચે પ્રમાણે છે :

| देश | दर हजार बाळके १ वरसनी अन्दर मरतां बाळको (१९३७) |
|---|---|
| અમેરિકા | ૫૪ |
| ગ્રેટ બ્રિટન | ૫૮ |
| જર્મની | ૮૫ |
| જાપાન | ૧૦૬ |
| હિંદુસ્તાન | ૧૬૨* |

ઉપરના આંકડા બતાવે છે કે, આપણા દેશમાં ૧૦૦૦ બાળકો જન્મે તેમાંથી ૧૬૨ બાળકો બીજી વરસગાંઠ દેખતાં નથી. આ અતિશય બાળમરણ અને ઊંચા મરણપ્રમાણની અસર પ્રજાના આયુષ્ય ઉપર પ્રત્યક્ષ દેખાય છે. અને તેથી આપણી સામાન્ય આયુષ્યમર્યાદા બીજા દેશોના પ્રમાણમાં ઘણી ઓછી છે :

आयुष्यमर्यादा (१९३७)

| देश | वरस | देश | वरस |
|---|---|---|---|
| અમેરિકાનાં સં. સંસ્થાનો | ૬૦.૭૨ | ઇંગ્લંડ | ૬૦.૧૩ |
| જર્મની | ૫૯.૮૬ | જાપાન | ૪૪.૮૨ |
| ફ્રાન્સ | ૫૪.૩ | રશિયા | ૪૧.૯૩ |
| ઇટાલી | ૫૩.૭૬ | હિંદ | ૨૬.૯૧ |

આયુષ્યમર્યાદા અતિશય ઓછી હોવાને કારણે, આપણા દેશમાં માણસો જિંદગીમાં બહુ ઓછાં વરસો કામ કરી શકે છે. એટલે આપણે ત્યાં કુલ વસ્તીમાંથી કામ કરી શકે એવાં માણસોનું પ્રમાણ પણ ઓછું છે :

| देश | कुल वस्तीमांथी काम करी शके एवी वस्तीना टका |
|---|---|
| ઇંગ્લંડ અને વેલ્સ | ૬૦ |
| જર્મની | ૫૮ |
| ફ્રાન્સ | ૫૩ |
| હિંદુસ્તાન | ૪૦ |

*આમ-સભામાં પ્રશ્નોતરી સમયે જણાવ્યા મુજબ ૧૯૪૧માં ૪૫૧.

થોડાં માણસો થોડાં વરસો કામ કરી શકે, એટલે થોડું જ પેદા થાય અને ભૂખે મરે એ સ્પષ્ટ છે. આખી વસ્તીમાંથી ૪૦ ટકા માણસો કામ કરી શકે તેવાં છે, એટલે દરેક બે કામ કરનારે ત્રણ માણસ કામ કરી શકતાં નથી. આ પ્રમાણ તો ૧૫થી ૪૦ વરસ સુધીની ઉમરનાં માણસોની સંખ્યા ઉપરથી કાઢેલું છે. કામ કરતા માણસોની ખરેખરી ગણતરી પ્રમાણે તો કુલ વસ્તીમાંથી ૩૫.૫૨ ટકા લોકો જ હિંદમાં કામ કરે છે. બાકીના લગભગ ૬૫ ટકા તેમની ઉપર જીવનારા છે.

આ બધી બાબતો ભેગી થઈને આપણે ત્યાં જીવન-ધોરણ પર ખરાબ અસર કરે એ ઉઘાડું છે. એની ચર્ચા કરતાં, પ્રો. રુચિરામ સહાણીએ તાજેતરમાં આપણા સરેરાશ આયુષ્યમાનમાં આ સ્થિતિની સ્પષ્ટ અસર જણાય છે એમ કહીને, નીચેના આંકડા* ('ટ્રિબ્યૂન' તા. ૫-૯-'૪૪ના અંકમાં) આપ્યા હતા તે અહીં ટાંકવા જેવા છે:

सरेराश आयुष्यमान

| ई. स. | पुरुष | स्त्री |
|---|---|---|
| १८८१ | २४.५ | २५.२ |
| १८९१ | २४.४ | २४.९ |
| १९०१ | २४.७ | २५.१ |
| १९११ | २४.७ | २४.७ |
| १९२१ | २४.८ | २४.७ |
| १९३१ | २३.२ | २२.८ |

## ધંધા

જેઓ કામ કરે છે, તેમાંથી ૭૩ ટકા લોકોનો આધાર ખેતી ઉપર છે. ૧૮૯૧માં ૫૯ ટકા વસ્તીનો ખેતી ઉપર આધાર હતો, તે વધીને ૧૯૩૧માં ૭૩ ટકા થયો છે. બાકીના ૨૭ ટકામાંથી પણ ઘણાનો આધાર ખેતી ઉપર જ હોય છે. એટલે ખરી રીતે ૭૩ ટકા

* આ આંકડા તેમણે 'Medical Guide for India' [કર્તા Lt. Col. E. I. O'Hearn O. B. E., F. R. C. S. (Eng.), D. P. H. (Camb) — આગ્રા મેડિકલ સ્કૂલના પ્રિન્સિપાલ ને સિવિલ સરજન (૧૯૨૪)] પુસ્તક પાન ૪૬૬ પરથી લીધા છે, એમ જણાવે છે. આગળ આપેલા આંકડાની સરખામણીમાં, આ આંકડામાં આયુષ્યમાન ઓછું આવે છે. પણ ગણતરીની પદ્ધતિ બધા લોકોની સરખી હોતી નથી, એટલે તેવો ફેર પડે છે.

કરતાં વધુ લોકોનો આધાર ખેતી ઉપર છે એમ કહી શકાય. આ લોકો બધા ખેતી ઉપર ગુજારો કરે છે એનો અર્થ એવો નથી કે, તેમને તેમાં પૂરતું કામ મળે છે અથવા તો તેમાંથી તેમને પૂરતી આવક થાય છે. તેનો અર્થ એવો છે કે, એટલા ટકા લોકો જે મળે તે કંઈ ને કંઈ ખેતીનું કામ કરે છે — સાવ બેકાર નથી. બાકી, વરસમાં ૪ થી ૮ માસ તો તેઓ ધંધા વગરના હોય છે. ખેતીમાં પૂરતી આવક થતી નથી, છતાં બીજા ઉદ્યોગો નાશ પામવાથી જે લોક ફાજલ પડ્યા તે બધા ખેતીમાં પડ્યા છે અને એ રીતે ખેતી ઉપર બોજો વધ્યો છે. આ રીતે ખેતી અને બીજા ધંધાઓમાં આપણી વસ્તી નીચે પ્રમાણે (ઈ. સ. ૧૯૩૧) વહેંચાયેલી છે:

| | | | |
|---|---|---|---|
| ખેતી | ટકા ૭૩ | રાજ્યવહીવટ | ટકા ૧.૬ |
| ઉદ્યોગ | ,, ૧૦.૪ | ઘરનોકરી | ,, ૨ ૪ |
| વેપાર, વાહન | ,, ૭ | પરચૂરણ અને કામ વિનાના | ,, ૪ |
| શિક્ષક, વકીલ વગેરે | ,, ૧.૬ | | |

ખેતી અને ઉદ્યોગો ઉપર આધાર રાખનારા માણસોનું પ્રમાણ બીજા દેશોની સરખામણીમાં નીચે મુજબ છે:

| देश | उद्योगो (टका) | खेती (टका) |
|---|---|---|
| હિંદ | ૧૦.૪ | ૭૩ ૦ |
| ગ્રેટ બ્રિટન | ૪૭.૨ | ૭.૦ |
| અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો | ૩૧.૭ | ૨૨.૦ |
| કેનેડા | ૨૪ ૯ | ૩૧.૨ |
| જર્મની | ૪૧.૩ | ૩૦.૫ |
| ફ્રાન્સ | ૩૩ ૩ | ૩૮.૩ |
| જાપાન | ૧૯ ૫ | ૫૦ ૩ |

છેલ્લાં થોડાં વરસોમાં — ખાસ કરીને ૧૯૧૪માં યુરોપમાં થયેલા મહાયુદ્ધ પછી — આપણા દેશમાં પહેલાંના પ્રમાણમાં મોટા ઉદ્યોગો વધ્યા છે, છતાં ઉદ્યોગોમાં રોકાયેલી વસ્તીનું પ્રમાણ વધ્યું નથી, ઊલટું, ૧૯૨૧ કરતાં ૧૯૩૧માં ૨૧ લાખ માણસો ઉદ્યોગધંધામાં ઓછા થયા હતા. કારખાનાં વધ્યાં છતાં કારખાનાંએ વધુ માણસોને રોજી આપી નહિ એ કેમ બન્યું એ, હિંદમાં યંત્રોદ્યોગ જેમ તેમ વધારી મૂકીને હિંદની બેકારી કે અર્ધબેકારીનો ઉકેલ કરવાની હિમાયત કરનારાઓ માટે વિચારવા જેવો પ્રશ્ન છે.

# ૪

# ખેતીવાડી

આપણા દેશનો સૌથી મોટો ધંધો ખેતીનો, તે હવે જોઈએ. તેમાં આપણે ખેડાણ જમીન, ખેડૂતનું દેવું, તેનું સામાજિક ખર્ચ, બી, ખાતર, કૂવા નહેરની પીત–વ્યવસ્થા એ બાબતો ટૂંકમાં જોઈશું.

બ્રિટિશ હિંદમાં ૧૯૪૦–૪૧માં નીચે પ્રમાણે જમીન હતી :

| | लाख एकर | टका |
|---|---|---|
| ખેતીમાં વપરાતી | ૨૫૯૦ | ૫૦.૭ |
| ખેડી શકાય તેવી પડતર | ૯૮૦ | ૧૯.૧ |
| જંગલો | ૬૮૦ | ૧૩.૩ |
| ખેતી ન થઈ શકે તેવી | ૮૭૦ | ૧૬.૯ |
| કુલ | ૫૧૨૦ | ૧૦૦૦ |

ખેતીમાં વપરાતી ૨૫૯૦ લાખ એકર જમીનમાંથી ૨૧૪૦ લાખ એકરમાં જ તે વરસે ખેતી થઈ હતી અને બાકીના ૪૫૦ લાખ એકર પડતર હતી. એટલે દર વરસે ખેતીમાં વપરાતી જમીનમાથી લગભગ પાંચમા ભાગની જમીન પડતર રહે છે એવો હિસાબ થયો. આ ઉપરાંત ૯૮૦ લાખ એકર જમીન ખેડી શકાય તેવી છે, છતાં તેનો ખેતીમાં ઉપયોગ થતો નથી. આ જમીનની વિગતવાર તપાસ કરાવીને તેમાંથી બની શકે તેટલી જમીન ખેડૂતોને ખેડવા માટે અપાય તો તેટલા પ્રમાણમાં ખેતીનું ઉત્પન્ન વધે. સરકાર તે જમીન ખેડૂતોને છૂટક છૂટક ખેડવા આપે, અગર ખેડૂતો પાસે સહકારી ધોરણે ખેડાવે, અગર પોતે ખેડાવે. જે રીતે તેનો ઉપયોગ થઈ શકે તે રીતે કરે. તો ખેતી ઉપર બોજો ઓછો કરવાનો તે એક માર્ગ છે. આજે તો જેઓ ખેતી કરે છે તેમને બારે માસ પૂરતું કામ મળતું નથી. એટલું જ નહિ, પરંતુ ચોમાસામાં ખેડવા માટે પણ તેમની પાસે પૂરતી જમીન નથી.

લગભગ ૬૮૦ લાખ માણસો ખેતીનું કામ કરે છે; તેઓ ૨૧૪૦ લાખ એકર જમીન ખેડે છે. એટલે ખેડૂત દીઠ સરેરાશે લગભગ ૩ એકર જમીન થઈ. ત્યારે અમેરિકામાં ખેડૂત દીઠ ૮૭ એકર જમીન આવે છે. ખેડૂત દીઠ ૩ એકર તો સરેરાશ છે. તેમાં મોટા મોટા જમીનદારોનો પણ સમાવેશ થઈ ગયો. એટલે સાધારણ ખેડૂત પાસે તો ૩ એકર જમીન પણ નથી એમ થયું.

ખેતરો કેવાં ટુકડા-પડતાં નાનાં થઈ ગયાં છે તે દૃષ્ટિએ જોઈએ તો બ્રિટિશ હિંદમાં જુદા જુદા માપનાં ખેતરો નીચે પ્રમાણે છે :

| | |
|---|---|
| ૧ એકર અથવા તેથી ઓછા માપનાં | ૨૩ ટકા |
| ૧ એકરથી ૫ એકર સુધીનાં. | ૩૩ ,, |
| ૫ ,, ૧૦ ,, ,, | ૨૦ ,, |
| ૧૦ ,, ઉપર . . . | ૨૪ ,, |

આ ખેતરો ધરાવનાર ઘણુંખરું એકેક ખેડૂત હોય છે, એ ધોરણે ગણીએ તો જણાશે કે, ૭૬ ટકા ખેડૂતો પાસે ૧૦ એકર કરતાં ઓછી જમીન છે, અને લગભગ ચોથા ભાગના ખેડૂતો પાસે તો ૧ એકર અને તેથી પણ ઓછી જમીન છે. ટૂંકામાં, તેઓ તો નામના જ ખેડૂતો છે; તેમને નામે જમીન છે ને થોડું ઘણું ખેડે છે એટલું જ.

આ તો બ્રિટિશ વિભાગના બધા પ્રાન્તોની, એટલે કે સુખી અને ગરીબ ગણાતા બધા પ્રાન્તોની ભેગી વાત થઈ. મુંબઈ ઇલાકો પ્રમાણમાં સુખી ગણાય છે. તેમાં ખેડૂત દીઠ જમીનનું પ્રમાણ ૧૨ એકર આવે છે. પરંતુ મુંબઈ ઇલાકામાં પણ ૨૨ લાખ ખાતેદારોમાંથી ૧૦ લાખ ખાતેદારો પાસે અઢી એકરથી પણ ઓછી જમીન છે. ખેડૂતને પોતાના કુટુંબનો નિભાવ કરવા માટે સામાન્ય રીતે ૧૫ એકર જમીન હોવી જોઈએ, એમ માનવામાં આવે છે. તે હિસાબે તો મુંબઈ ઇલાકામાં પણ ૨૨ લાખમાંથી ૧૭ લાખ ખાતેદારો પાસે નિર્વાહ પૂરતી જમીન નથી એમ થયું. આ રીતે બીજા પ્રાન્તોના પ્રમાણમાં સુખી ગણાતા મુંબઈ ઇલાકામાં પણ પોણા ભાગના ખેડૂતો પાસે પૂરતી જમીન નથી. તે ઉપરથી બીજા પ્રાંતોની દશા કલ્પી લેવી. આ રીતે ખેતી ઉપરનો બોજો ઓછો કરવાનો પ્રશ્ન વિકટ છે.

પૂરતી જમીનના અભાવ ઉપરાંત ખેડૂતોને એક બીજી હાડમારી છે તે એ કે, તેમની પાસે જે જમીન હોય છે તે એકજથ્થે હોતી નથી. તે ગામની સીમમાં જુદે જુદે ઠેકાણે વહેંચાઈ ગયેલી હોય છે. ખેડવા માટે ફાવે તે સારુ તેને એકજથ્થે કરવાનો પ્રયત્ન પણ કરવો જોઈએ.

## દેવું

ખેડૂતોનો ત્રીજો મહત્ત્વનો પ્રશ્ન દેવાનો છે. આપણા દેશનો ખેડૂત દેવાના બોજાથી કચરાયેલો છે. ખેડૂતોને કેટલું દેવું છે તેનો અંદાજ કરવો મુશ્કેલ છે. આર્થિક તપાસોમાં દેવાના ખરા આંકડા ભાગ્યે જ મળે છે. લોકો પોતાનું ખરું દેવું બતાવતાં ખચકાય છે, કેમકે ખરી સ્થિતિ જણાવવાથી તેમની પ્રતિષ્ઠા અને રોટીબેટીનો વ્યવહાર જોખમમાં આવી પડે એ ભય તેમને રહે છે. એટલે ભાગ્યે જ કોઈ દેવાનો સાચો આંકડો આપે છે. તેથી દેવાદારીની ખરી સ્થિતિ જાણવી મુશ્કેલ છે. છતાં કેટલીક તપાસો ઉપરથી અને મોટે ભાગે અટકળ ઉપરથી જે આંકડાઓ તારવવામાં આવ્યા છે, તે ઉપરથી જણાય છે કે, હિંદના ખેડૂતોને માથે ૧૯૨૯માં ૯૯૦ કરોડ રૂપિયાનું દેવું હતું. તે ત્યાર પછીનાં ખરાબ વર્ષો અને મંદીને કારણે વધીને લગભગ ૧૬૦૦ કરોડનું થયું હશે, એવો અંદાજ થયેલો છે. આ ગણતરીએ દરેક ખેડૂત દીઠ લગભગ રૂ. ૨૦૦ દેવું થયું અને એકર દીઠ રૂ. ૭૫ થયું. આનું સવાયું દોઢું કે છેવટ ૯ થી ૧૨ ટકાનું વ્યાજ ભરી ભરીને ખેડૂત ઊંચો જ આવતો નથી. વિશેષ ખરાબી તો એ છે કે, તેજીના વખતમાં લીધેલા પૈસા મંદીના વખતમાં તેને પાછા આપવા પડે, એટલે દેવાનો બોજો વિશેષ વધે. દા. ત. કપાસનો ભાવ રૂ. ૬ નો હોય ત્યારે શાહુકાર પાસેથી ખેડૂતે રૂ. ૬૦૦ લીધા હોય તો, તે વખતે ૧૦૦ મણ કપાસ વેચીને તે પોતાનું દેવું ચૂકવી શકે. તે જ દેવું ચૂકવવા માટે જ્યારે કપાસનો ભાવ રૂ. ૩ થઈ જાય ત્યારે તેને ૨૦૦ મણ કપાસ વેચવો પડે. આ રીતે માલના ભાવ બેસી જવાથી ખેડૂતને ઓછા પૈસા ઊપજે છે. અને તેથી દેવાનો બોજો અસહ્ય થઈ પડે છે. (તે જ પ્રમાણે ભાવ વધતાં તેને લાભ થાય એ ઉઘાડું છે.)

માલના ભાવ બેસી જવાથી મંદીના વખતમાં જેમ દેવાનો બોજો વધે છે, તે જ પ્રમાણે સરકારી મહેસૂલનો બોજો પણ વધે છે. જમીન-મહેસૂલ તો અમુક વરસો માટે ચોક્કસ ઠરાવેલું હોય છે. કપાસનો ભાવ રૂ. ૬ હોય કે રૂ. ૩ હોય તોપણ અમુક રૂપિયા સરકારને ભરવાના એમ નક્કી હોય છે. તેજી મંદી પ્રમાણે મહેસૂલમાં વધારો ઘટાડો થતો નથી. મહેસૂલની ફરી આકારણી થાય ત્યારે ફેરફાર થવાનો હોય તો થાય. ખરી રીતે એવું કંઈ બનતું નથી. બને છે એમ કે, તેજીમાં મહેસૂલ હંમેશાં વધે છે, તેજી ન હોય તોપણ વધે છે, અને મંદીમાં કદી ઘટતું તો નથી જ. સરકારને વધારે ખરચ કરવા માટે વિશેષ નાણાં જોઈએ, એટલે સરકારી અમલદારો ગમે તેમ મહેસૂલ વધારી દે છે. આ રીતે ખેડૂત ઉપર મહેસૂલનો બોજો વધતો જ જાય છે. મંદીનાં વરસોમાં તે બોજો વધારે સાલે છે. તેજીના વખતમાં તે જેટલો પાક વેચીને મહેસૂલ ભરી શકે, તેટલો પાક વેચીને મંદીનાં વરસોમાં ભરી શકતો નથી. પરિણામે ખાવા માટે ઓછું રહે છે અને દેવું વધે છે.

એક પ્રદર્શનમાં ખેડૂતની સ્થિતિ દર્શાવવા માટે તેના ગળામાં દેવાના પ્રતીક તરીકે ઘંટીનું પડ નાખવામાં આવ્યું હતું અને તેને માથે જમીનમહેસૂલનો બોજો બતાવવા વજનવાળો ટોપલો મૂકવામાં આવ્યો હતો. આ બેના વજનથી તે પગમાંથી નમી ગયો હતો અને ટટાર ઊભો રહી શકતો નહોતો. આ ચિત્ર ખેડૂત ઉપરના બોજાનું આબેહૂબ ચિત્ર રજૂ કરતું હતું. ખરેખર દેવું એ ઘંટીના પડની માફક તેને ગળે વળગ્યું છે અને તેને માથે મહેસૂલનો બોજો પણ ભારે છે. એટલે તે ખૂંધો થઈ ગયો છે અને ટટાર ઊભો રહી શકતો નથી. જો તેને ટટાર ઊભો રાખવો હોય તો ઘંટીના પડરૂપી દેવું તેના ગળામાંથી કાઢવું જ જોઈએ અને તે જ પ્રમાણે તેના માથા ઉપરનો મહેસૂલનો બોજો પણ ઓછો કરવો જોઈએ. આ દેવાનો અને મહેસૂલનો બોજો ઓછો કર્યા વગર ખેડૂત કોઈ દિવસ ઊંચો આવવાનો નથી.

દેવાનો નિકાલ કરવાનો વિચાર કરતાંની સાથે જ ખેડૂતને યોગ્ય વ્યાજે નાણાં પૂરાં પાડવાની બાબત વિચારવી જોઈએ. જૂના દેવાનો

નિકાલ થાય અને ભવિષ્યને માટે વ્યવસ્થા ન થાય, તો ઓલામાંથી ચૂલામાં પડવા જેવું થાય; ફરી ખેડૂત દેવામાં ડૂબ્યા વગર ન રહે. આથી કાયમને માટે ખેડૂતોને જરૂરી કામો માટે યોગ્ય વ્યાજે નાણાં પૂરાં પાડવાની પદ્ધતિસરની યોજના વિચારવી જોઈએ.

કેટલાક લોકો દેવાનો નિકાલ કરવા માટે ભવિષ્યની રચનામાં શાહુકારોનો નાશ કરવાની વાતો કરે છે. પરંતુ એ વાતો જ છે. તેનો અમલ થઈ શકે તેમ લાગતું નથી. શાહુકારોની પ્રથાને સમૂળી ફગાવી દેવાથી એ કામ થાય તેમ નથી; તેને નવી રચનામાં નિયંત્રિત કરવી જોઈશે. ગમે તેમ થતી અવ્યવસ્થિત ધીરધાર બંધ કરવી જોઈશે. તે કેવી રીતે થાય તેની વિગતોમાં અહીં ઊતરવાની જરૂર નથી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, ખેડૂતો માટેની ધીરધારની પુનર્રચનામાં શાહુકારોના ઉપયોગ કર્યા વગર ચાલવાનું નથી. તે શાહુકારો એટલે, ખેડૂતોનું લોહી ચૂસીને જીવનારા જુલમગારો નહિ, પરંતુ યોગ્ય નિયમનમાં રહી પ્રમાણિકપણે ધંધો કરનારા શરાફો. આવા શાહુકારો પહેલાં ગામડાંમાં નહોતા અથવા હાલ નથી એમ નહિ. હજુ ઘણા શાહુકારો યોગ્ય રીતે ધીરધાર કરે છે અને તેથી ખેડૂતોને ત્રાસ નથી, પણ સગવડ છે. આવા શાહુકારોના કામનું ધોરણ કાયદાથી નક્કી કરીને, તેમને કાયદેસર માન્યતા આપી હોય તો, આજની ધીરધારનાં ઘણાં અનિષ્ટો દૂર થઈ શકે.

કેટલાક આ કામને અંગે સહકારી મંડળીઓનો ખૂબ પ્રચાર કરવાનું સૂચવે છે. સહકારી મંડળીઓ આ બાબતમાં ઘણું કામ કરી શકે એમ લાગે છે. તે વિષે વધુ વિચાર આગળ કરીશું. હાલ એટલું કહેવું બસ છે કે, સહકારી મંડળીઓનું ધોરણ નવેસર નક્કી કરીને, યોગ્ય ધારાધોરણો ઘડીને તેનો પ્રચાર કરવા જેવો છે ખરો. પરંતુ એનો પ્રચાર એકદમ નહિ થાય. તે કામને માટે વરસો જોઈએ અને વળી તે ગામડે ગામડે સ્થાપવાનું તો બને પણ નહિ. એટલે એ મંડળો યોગ્ય રીતે ખીલવવાનો પ્રયત્ન થાય તે ઇષ્ટ છે. પરંતુ આ પ્રશ્નના નિકાલ માટે તેના ઉપર જ મદાર બાંધવો તે બરાબર નથી. તે દ્વારા આ પ્રશ્નનો નિકાલ આવે એવા સંજોગો આપણા દેશમાં અત્યારે નથી. તેથી શાહુકારોની જરૂર

તો રહેવાની. એટલે તેમના કામને વ્યવસ્થિત અને નિયંત્રિત કરીને પ્રમાણિકપણે ધંધો કરનાર શાહુકારોનો પણ તેમાં ઉપયોગ કરવો જોઈશે.

ખેડૂતોના આ મુખ્ય પ્રશ્નો થયા. આ ઉપરાંત સામાજિક ખર્ચો, ખી અને ખાતરના પ્રશ્નો પણ વિચારવા જેવા છે.

## સામાજિક ખર્ચ

લગ્ન અને મરણ પ્રસંગે ખેડૂતો હદ ઉપરાંતનું ખર્ચ કરે છે, તેથી દેવામાં સપડાય છે, એમ કહેવામાં આવે છે. આ ખર્ચ કેટલે અંશે ઘટાડવા જેવું છે અથવા તો કેટલે અંશે તેમાં ઘટાડો થઈ શકે તેમ છે, તે વિચારવા જેવું છે. ખેડૂતોની હાલની સ્થિતિ જોતાં એ ખર્ચનો બોજો ભારે છે એ વાત સાચી છે. એવાં ખર્ચોના બોજાને લીધે ખેડૂતો આખી જિંદગી દેવામાં સબ્યા કરે છે; ઘરબાર ગીરો વેચાણ કરી આપે છે અને દેવામાંથી ઊંચા આવતા નથી એમ બને છે. એટલે હાલના સંજોગોમાં એવાં ખરચો ઉપર અંકુશ મૂકવાની જરૂર છે. પરંતુ એવાં ખરચો માટે દેવું થાય છે તે માટે ખેડૂતોને દોષ દેવો તે બરાબર નથી. જીવનમાં એવા પ્રસંગો આવે તે વખતે તેઓ બધાની સાથે હળીમળીને ખાઈપીને મઝા ન ઉડાવે તો શું આખી જિંદગી વૈતરું જ કર્યા કરે? એવા પ્રસંગો માણસને માટે રોજના કંટાળાભરેલા કામમાંથી છુટકારાના પ્રસંગો છે, ખાઈપીને આનંદ કરવાના પ્રસંગો છે. એવા બીજા પ્રસંગો તે અવારનવાર આવતા તહેવારો છે. તે વખતે માણસ રોજના કામમાંથી છૂટો થઈને આનંદ કરે, એમાં કંઈ ખોટું નથી. તેવા પ્રસંગોનું મનુષ્ય-જીવનમાં કોઈ ને કોઈ રૂપમાં સ્થાન રહેવાનું જ. જેઓ લગ્નપ્રસંગે થોડા ખરચમાં પતાવે છે, તે દિવસે ઓછું ખરચ કરે છે, મિજબાની જેવું કરતા નથી, તેઓ ઘણુંખરું પછીથી કોઈ ને કોઈ રૂપમાં મજા ઉડાવે છે અને ખરચ કરે છે. આ રીતે જોતાં માણસના જીવનમાં એવા આનંદને આવશ્યક સ્થાન છે એમ સ્વીકારવું જોઈએ. આજની બેહાલ સ્થિતિમાં ખેડૂતોનાં કેટલાંક ખરચો ગજા ઉપરાંતનાં લાગે તે સ્વાભાવિક છે; પરંતુ સાથે સાથે એવાં ખરચો ઓછાવત્તા રૂપમાં રહેવાનાં તે પણ સ્વાભાવિક છે. એટલે તે ખરચો માટે ખેડૂતોને વધારાપડતો દોષ ન દેતાં, તેમની

પોતાની સ્થિતિ તરફ લક્ષ રાખીને ખરચ કરવાનું કહેવું તે ઠીક છે. ભલે તે ખરચ કરવાનો વાંધો ન હોય, પરંતુ ખરચ ગજા ઉપરાંતનાં છે એ દૃષ્ટિએ તેના ઉપર અંકુશ રાખવો જરૂરી છે.

આમાં મરણ કે સીમંત વખતનાં કેટલાંક ખરચોનો સવાલ વળી જુદો છે. એવાં જે ખરચો હાસ્યજનક લાગે કે યોગ્યાયોગ્યતાની દૃષ્ટિએ કરવા જેવાં ન લાગે, તે તો બંધ કરવાં જ જોઈએ. પણ તહેવારોમાં કે લગ્ન જેવા પ્રસંગોએ લોકો પોતપોતાની મર્યાદામાં રહી ખરચ કરે અને આનંદ ભોગવે તેમાં કંઈ વાંધો લેવા જેવું નથી. ટૂંકમાં, કાપડ પ્રમાણે કપડું વેતરવું, એ સિદ્ધાન્ત પ્રમાણે કામ થવું જોઈએ અને દરેક સમજુ માણસે તે પ્રમાણે પોતાનો જીવનવ્યવહાર ચલાવવો જોઈએ.

## બી

આપણા દેશમાં ખેડૂતો સારું બી સંઘરતા નથી અથવા ભીડને લીધે સંઘરી શકતા નથી. કેટલાક ટૂંકી દૃષ્ટિને લીધે સંઘરતા નથી અને પોતાની પાસે હોય છે તે વેચીને પછી જરૂર પડે ત્યારે મોંઘું અને હલકું બી લાવે છે. સારું બી એ સારા પાકને માટે આવશ્યક છે એ બધા સારી રીતે જાણતા હોય છે. છતાં સારા બીનો ઉપયોગ બહુ ઓછા લોકો કરે છે એ સ્થિતિમાં સુધારો થવાની જરૂર છે. ખેડૂતની આર્થિક સ્થિતિ સુધરે તો તેમાં પણ સુધારો થાય. પણ સાથે સાથે મોસમ તકે ખાતરી લાયક સારું બી પૂરું પાડવાની જાહેર વ્યવસ્થા થવી જોઈએ.

## ખાતર

જમીન પાસેથી દર વરસે ખેડૂત કામ લે છે, પણ જમીનનો કસ જાળવી રાખવા માટે તેના બદલામાં તેને બહુ ઓછું આપે છે. કેટલાક તો કંઈ પાછું નાખતા નથી એમ કહેવાય. માણસ શરીર પાસે દરરોજ કામ લે અને શરીરને ખોરાક ન આપે તો શરીર કેવું કામ આપે? તે જ પ્રમાણે સૂર્યનો તાપ, પાણી અને ખાતર એ જમીનનો ખોરાક છે. સૂર્યનો તાપ અને વરસાદનું પાણી તો એની મેળે કુદરત આપે

છે. પણ જ્યાં જરૂર પડે ત્યાં વરસાદના પાણી ઉપરાંત બીજા પાણીનો ઉપયોગ કરવો જોઈએ અને વિશેષમાં ખાતર પણ નાખવું જોઈએ. ખેતીની ક્રિયામાં જમીનનાં કેટલાંક તત્ત્વો નાશ પામે છે, તે ખાતર દ્વારા પૂરાં પાડવાં જોઈએ. પણ આપણા ખેડૂતો મોટે ભાગે તે કરતા નથી અથવા તો કરી શકતા નથી. આનું કારણ ગરીબાઈ અને અજ્ઞાન બન્ને છે. કેટલાક લોકો ઉકરડા સારી રીતે રાખતા નથી. છાણનો કેટલાક બળતણ તરીકે ઉપયોગ કરે છે. તેમ કેટલીક વસ્તુઓનું મહત્ત્વ સમજતા નથી. મળ જેવું ઉત્તમ ખાતર જેમ તેમ વેડફી મારે છે. ખોળ અને હાડકાં જેવી વસ્તુઓનો ઉપયોગ કરતા નથી. દર વરસે ૧ લાખ ટન હાડકાંનો ભૂકો પરદેશ ચડે છે અને ૨॥ લાખ ટન તલનો ખોળ નિકાસ થાય છે. તેનો જો દેશની જમીન માટે ઉપયોગ થાય તો જમીન જરૂર વધારે સમૃદ્ધ થાય. પરંતુ એ બાબતમાં આપણા લોકોનું પૂરતું ધ્યાન ગયું નથી. અને હાડકાનો ઉપયોગ કેમ થાય, ચામડાંના ભૂકાનો ઉપયોગ કેમ થાય, મળનો ઉપયોગ કેમ થાય, એમાં તો ધર્મનો વાંધો આવે, વગેરે ખોટા ખોટા ખ્યાલોમાંથી પેદા થયેલી જડતાને લીધે, આવી કાચા સોના જેવી વસ્તુઓનો ઉપયોગ આપણે બરાબર કરતા નથી; ખાતર બરાબર વાપરતા નથી અને ધરતી માતાને પાછું આપવું જોઈએ તે પાછું આપતા નથી. પરિણામે જમીનનો કસ ઓછો થતો જાય છે અને પાક ઓછો ઊતરે છે. બીજા દેશોના પ્રમાણમાં આપણે ત્યાં એકર દીઠ પાક કેટલો ઓછો ઊતરે છે તે જુઓ :—

| | ઘઉં | ચોખા | રૂ | |
|---|---|---|---|---|
| | રતલ | રતલ | રતલ | |
| અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો | ૮૭૩ | ૨૧૧૨ | ૧૮૦ | (૧૯૩૧-૩૨) |
| ઇજિપ્ત | ૧૬૮૮ | ૨૩૬૬ | ૩૫૨ | ,, |
| ઇટાલી | ૧૨૪૧ | ૪૬૦૧ | — | ,, |
| જાપાન | ૧૫૦૮ | ૨૭૬૭ | — | ,, |
| હિંદ | ૭૦૮ | ૭૫૬ | ૯૨ | (૩૯-'૪૦) |

## કૂવા—નહેરો—પીત-વ્યવસ્થા

આગળ જણાવ્યા પ્રમાણે હિંદમાં લગભગ ૨૬ કરોડ એકર વાવેતરની જમીન છે, તેમાંથી આશરે ૫–૬ કરોડ એકર જમીનમાં કૂવા નહેર અગર તળાવના પાણીની સગવડ છે. બાકી લગભગ ૭૯ ટકા જમીનને વરસાદના પાણી ઉપર આધાર રાખવો પડે છે. મુંબઈ ઇલાકો (સિંધ સિવાય) તો આ બાબતમાં સૌથી પાછળ છે. તેમાં તો ફક્ત ૪ ટકા જમીનમાં પીતની સગવડ છે. એકંદરે આખા દેશમાં સ્થિતિ એવી છે કે, વરસાદ જેવો પડે તે ઉપર જ ખેડૂતોનો આખા વરસનો આધાર રહે છે. વરસાદ બરાબર ન પડે તો બીજી રીતે પાક પકવી લેવા અગર પાક વધારે પકવવા માટે ખેડૂતો પાસે સાધનો નથી. નહેર કૂવા તથા તળાવના પાણીની સગવડ હોય તો ખેડૂત તેની મદદથી પાક પકવી શકે અને ચોમાસુ ઉપરાંત બીજા પાક પણ લઈ શકે. પરંતુ તે સગવડો પૂરતા પ્રમાણમાં નથી.

નહેરો પૂરતી નથી એટલું જ નહિ, પરંતુ કૂવા પણ ખૂબ ઓછા છે. બ્રિટિશ હિંદમાં કુલ ૫ાા કરોડ ખેતરો છે, તેમાં ૨૫ લાખ કૂવા છે. એટલે દર ૨૦ ખેતરે ૧ કૂવો થયો. બાકીનાં ૧૯ ખેતરોમાંથી બીજાં ૩ ને નહેર કે તળાવના પાણીની સગવડ છે. બાકી રહેનાં ૧૬ ખેતરને વરસાદના પાણી સિવાય બીજી સગવડ નથી.

આપણા દેશમાં રેલવેમાં લગભગ ૮૫૦ કરોડ રૂપિયા રોકાયા છે, ત્યારે નહેરોમાં ફક્ત ૧૫૦ કરોડ રોકાયા છે; રેલવેમાં કેટલાંય વરસો સુધી નુકસાન થતું રહ્યું તે સરકારી કરમાંથી જોડાયું છે, ત્યારે નહેરોમાં નફો જ થયો છે. પણ રેલવે જેટલી પરદેશી સરકારને જરૂરી લાગી છે, તેટલી નહેરો નથી લાગી. એટલે નહેરો કે બીજાં સાધનો દ્વારા સગવડ આપવા સરકારે પૂરતું ધ્યાન આપ્યું નથી. પોતાના કૂવા કરવા ખેડૂત પાસે પૈસા નથી. પરિણામે મોટા ભાગની જમીનમાં આકાશિયા ખેતી જ થાય છે અને વધુ પાક લઈ શકાતો નથી.

સરકારનો હેતુ જો પ્રજાને સુખી કરવાનો હોય તો નહેરો અને કૂવા માટે વધારે પૈસા ખરચવા જ જોઈએ. પરંતુ સરકારનો હેતુ જો

દેશમાંથી કાચો માલ પરદેશ ઘસડી જઈને પરદેશી તૈયાર માલ દેશમાં ઘુસાડવાનો હોય, તો રેલવેને જ ઉત્તેજન આપવું રહ્યું. અત્યાર સુધી જે રીતે પૈસા ખરચાયા છે, તે ઉપરથી સરકારનું દૃષ્ટિબિંદુ કેવી જાતનું છે તેનો ખ્યાલ આવે છે. પ્રજાના હિતાર્થે જો રાજ્ય ચાલવાનું હોય, તો આ દૃષ્ટિબિંદુમાં ફેર થવો જ જોઈએ અને ખેડૂતો પાસેથી લીધેલા પૈસા તેમના હિતનાં કામોમાં જ વાપરવા જોઈએ. રેલવે ઓછી દોડે કે મોટરો ઓછી દોડે અથવા તો લશ્કરી સરંજામ ઓછો હોય, તેથી ખેડૂતોને જેટલું નુકસાન થાય છે, તે કરતાં નહેરો અને કૂવાના અભાવથી ખેડૂતોને વધારે નુકસાન થાય છે, અને મહેસૂલનો બોજો વધારે હોવાથી ખેડૂતોને વધારે સહન કરવું પડે છે. આ બાબત ખાસ લક્ષમાં લેવાની જરૂર છે. હિંદમાં બિનખેડૂતો જે રીતે સરકારને વેરો ભરે છે અને ખેડૂતો જે રીતે મહેસૂલ ભરે છે, તે બન્નેમાં ઘણો તફાવત છે અને તેથી પણ ખેડૂતો ઉપર બોજો વધી પડે છે. તે કેવી રીતે બને છે તે સમજવા માટે આપણે જમીનમહેસૂલની પદ્ધતિઓ અને ખેડૂતો ઉપર થતી તેની અસર તપાસીશું.

૫

# જમીનમહેસૂલ ને પાકના ભાવ

ખેડૂતની નાણાકીય સ્થિતિ વિચારવી હોય તો, ટૂંકમાં આગળ જોઈ ગયા તે તેનાં સામાજિક ખર્ચ અને દેવા ઉપરાંત બીજી બે મુખ્ય બાબતો વિચારવી જોઈએ. તે છે સરકારી મહેસૂલપદ્ધિતિ અને પાકના ભાવતાલ, કે જેના ઉપર તેની આવકનો મુખ્ય આધાર રહે છે.

## મહેસૂલપદ્ધતિ

આપણા દેશમાં મુખ્યત્વે ત્રણ પ્રકારની જમીનમહેસૂલની પદ્ધતિઓ છે. (૧) જમીનદારી (૨) મહાલવારી (૩) રૈયતવારી. મહેસૂલ વસૂલ કરવાના સંબંધમાં સરકારનો સંબંધ કોની સાથે છે તે દષ્ટિએ આ વિભાગો પાડેલા છે. જમીનદારી પદ્ધતિમાં જમીનદાર સરકારને મહેસૂલ ભરે છે અને તેની જમીન ખેડનાર ખેડૂતો જુદા હોય છે. આ પદ્ધતિ મુખ્યત્વે બંગાળા, બિહાર, સંયુક્ત પ્રાન્તના કેટલાક ભાગમાં અને ઉત્તર મદ્રાસમાં છે. તે ઉપરાંત બીજા પ્રાન્તોમાં પણ થોડા પ્રમાણમાં છે.

મહાલવારી પદ્ધતિમાં આખા ગામનું મહેસૂલ નક્કી કરવામાં આવે છે અને તે ગામ સમસ્ત તરફથી ભરવામાં આવે છે. તેમાં વ્યક્તિગત ખેડૂતને સરકાર સાથે સીધો સંબંધ હોતો નથી. આ પદ્ધતિ મુખ્યત્વે સંયુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત અને પંજાબમાં થોડે થોડે અંશે છે.

રૈયતવારી પદ્ધતિમાં દરેક ખેડૂતને સરકાર સાથે સીધો સંબંધ હોય છે. તે પદ્ધતિ ખાસ કરીને મુંબઈ અને મદ્રાસ ઇલાકામાં છે; પંજાબમાં પણ છે અને મધ્ય પ્રાન્તમાં થોડા પ્રમાણમાં છે.

આ રીતે કોઈ આખા પ્રાન્તમાં અમુક પદ્ધતિ ચાલતી હોય તેવું નથી. પરંતુ એકંદરે બંગાળા, બિહાર અને સંયુક્ત પ્રાન્ત એ

જમીનદારીનું ધામ ગણાય છે, પંજાબ એ મહાલવારી પદ્ધતિનું મુખ્ય મથક છે, અને મુંબઈ અને મદ્રાસ એ રૈયતવારી પદ્ધતિ માટે જાણીતા છે. આખા દેશમાં થઈને કુલ ૫૧ ટકા જમીન રૈયતવારી ધોરણે છે, અને બાકીની જમીનદારી અને મહાલવારી ધોરણે છે. રૈયતવારી પદ્ધતિ બધી મુદતબંધી હોય છે. એટલે કે, ૧૫-૨૦ કે ૩૦ વરસ માટે મહેસૂલ નક્કી કરવામાં આવે છે અને મુદત પૂરી થયે ફરી આંકણી કરવામાં આવે છે. જમીનદારી અને મહાલવારીમાં બે પ્રકાર છે: કેટલોક ભાગ કાયમી હોય છે. અને કેટલોક મુદતબંધી હોય છે.

ગુજરાતમાં નરવાની જમીનનો એક વિશિષ્ટ પ્રકાર છે. તે પદ્ધતિ મહાલવારી પદ્ધતિને ઘણે અંશે મળતી છે. તેમાં આખા ગામની મહેસૂલનો ચોક્કસ આંકડો સરકારને ભરી દેવાનો હોય છે. આ પદ્ધતિને નરવાદારી કહે છે અને આખા ગામને નરવાનું ગામ કહે છે. નરવા શબ્દ નિર્વાહ ઉપરથી આવેલો છે.

કેટલીક જમીન 'બાળાખળી' જમીન કહેવાય છે. તે સનંદિયા કે ઇનામી જમીન જેવી હોય છે. તે ઉપર સરકાર-ધારો ઓછો લેવામાં આવે છે અને તે ગીરો કે વેચાણ થાય તો તેને સામાન્ય જમીનનો દર લાગુ પડે છે.

આ પ્રમાણે મહેસૂલની દૃષ્ટિએ જમીનના મુખ્ય પ્રકાર પડે છે.

હવે મહેસૂલ નક્કી કરવાને અંગે અને મહેસૂલ ઉઘરાવવાને અંગે ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નોનો વિચાર કરીએ.

ખેડૂતોને મહેસૂલ રોકડાં નાણાંમાં ભરવું પડે છે. પહેલાંની માફક મહેસૂલ પેટે પાક આપવાની કે અનાજ આપીને તે ભરવાની સગવડ નથી. ખેડૂતોની સગવડની દૃષ્ટિએ આ એક મુશ્કેલી છે. ખેડૂતોને માટે પાક ભરવો એ સહેલું છે, પરંતુ પૈસા ભરવા એ મુશ્કેલ છે. કેમ કે પાક વેચીને પૈસા ભરવા જતાં તેને બરાબર ભાવ ઊપજે કે ન ઊપજે તોપણ પાક વેચવો પડે છે અને વેચવા જતાં મોટે ભાગે પોતે વેચાય છે. આથી ખેડૂતને મહેસૂલ પાકમાં ભરવાની છૂટ હોય તો તેને ઘણી સગવડ થાય. સરકારની દૃષ્ટિએ આ રીતે મહેસૂલ

લેવામાં કાંઇક અગવડ છે, પરંતુ કરોડો ખેડૂતોની સગવડની દૃષ્ટિએ આ પ્રશ્ન વિચારવો જોઈએ.*

મહેસૂલ ભરવાનો સમય પણ કેટલીક વખત પ્રતિકૂળ હોય છે. પ્રતિકૂળ વખતે મહેસૂલ ભરવું પડે તો પાણીને મૂલે ખેડૂતને પોતાનો પાક વેચવો પડે છે. અગર સવાયા દોઢા વ્યાજે પૈસા લાવીને મહેસૂલ ભરવું પડે છે. એટલે મહેસૂલ ભરવાનો સમય ખેડૂતને અગવડકર્તા ન થાય એ રીતે ગોઠવવો જોઇએ.

ઘણે ઠેકાણે મહેસૂલ ભરનાર અને ખેતી કરનાર જુદા હોય છે. એટલે કે, જમીનનો માલિક અને તેનો ખેડૂત જુદા હોય છે. આથી ખેડૂતો રિબાય છે અને ખેતીમાં બરકત આવતી નથી. ખેડૂતો ઉપર દેવાનો બોજો વધતાં રૈયતવારી વિભાગોમાં પણ ઝપાટાબંધ જમીનો બિનખેડૂતોના હાથમાં જતી જાય છે. આ ભારે અનિષ્ટ છે. ખેતી કરનાર પોતે જ જમીનનો માલિક હોવો જોઈએ. માલિકી બીજાની હોય તો ખેડૂતને પોતાની મહેનતનો પૂરેપૂરો લાભ મળતો નથી, અને બીજાની મહેનત ઉપર જીવનાર વર્ગ તાગડધિન્ના કરે છે. આથી જમીનો બિનખેડૂતોના હાથમાં જતી અટકાવવાની જરૂર છે.

મહેસૂલ અંગે એક પ્રશ્ન કાયમી અને મુદતબંધી પદ્ધતિનો છે. એક વખત એવો હતો જ્યારે મહેસૂલ કાયમી હોવું જોઈએ એમ માનવામાં આવતું. પણ તાત્ત્વિક દૃષ્ટિએ મુદતબંધી પદ્ધતિમાં પણ વાંધો નથી એમ હવે માનવામાં આવે છે. એ બન્ને પદ્ધતિની તાત્ત્વિક સરખામણી કરવામાં આવે છે ત્યારે એમ કહેવામાં આવે છે કે, મુદતબંધી પદ્ધતિમાં ખેડૂત અને સરકાર બન્નેને લાભ છે. તેમાં ખેડૂત પાસેથી તેની સરાસરી ઊપજ ઉપર વેરો લેવામાં આવે છે અને દુકાળ કે અતિવૃષ્ટિ જેવાં ખરાબ વર્ષોમાં તેને રાહત પણ મળે છે. સરકારને પણ રેલવે કે રસ્તાની

* આજે લડાઈને સારુ અનાજ ઉઘરાવવાની રીત સરકારે શરૂ કરી છે, તે ઉપરથી કદાચ આ અગવડમાંથી માર્ગ કાઢવાની વ્યવસ્થા સરકારને મળી જાય. તો મહેસૂલ પેટે અનાજ લેવાની રીતનો અમલ કરી શકાય. એમ જો થઈ શકે તો લડાઈનો એક સારો આડકતરો લાભ મળી ગયો કહેવાય.

સગવડને લીધે જમીનની કિંમત વધી હોય કે માલના ભાવ વધ્યા હોય તો તેનો લાભ મળે છે. આ લાભો ખેડૂતોની દૃષ્ટિએ ઘણી વખત કાગળ ઉપર જ માલૂમ પડે છે, પ્રત્યક્ષ વ્યવહારમાં જણાતા નથી. ખરાબ વર્ષમાં પણ સરકાર મહેસૂલ લે છે. અને ફરી આકારણી થાય ત્યારે ખરેખર જમીનની કિંમત વધી હોય કે નહિ, અથવા તો ખરેખર જમીનમાંથી થતી સરાસરી આવક વધી હોય કે નહિ, છતાં પણ કોઈ ને કોઈ બહાના હેઠળ મહેસૂલનો આકાર વધારવામાં આવે છે. એટલે ખેડૂતોનાં હિતની દૃષ્ટિએ જમીનમહેસૂલનો કાયદો ઘડાય અને સાથે સાથે તેનો પ્રમાણિકપણે અને ખેડૂતો પ્રત્યે સહાનુભૂતિપૂર્વક અમલ થાય, તો જ મુદ્દતબંધી પદ્ધતિ ખેડૂતોને માટે અગવડકારી ન થાય. હાલના સંજોગો જોતાં કાયમી પદ્ધતિ હોય તો ખેડૂતોને સગવડકારી થઈ પડે એમ લાગે છે. સરકારને વધુ આવકવેરાની જરૂર હોય તો બીજી રીતે વેરા નાખી શકે છે.

જમીનદારી વિભાગોમાં વળી ખેડૂતોને ઘણી મુશ્કેલીઓ હોય છે. ત્યાં સામાન્ય સાંથ ઉપરાંત ખેડૂતો ઉપર આડકતરા ઘણા બોજા હોય છે. જમીનદારના કુટુંબમાં જુદા જુદા પ્રસંગે તેને ફરજિયાત કેટલુંક લાગારૂપે આપવું પડે છે, અને તેમાં તે ઘણો લૂંટાય છે. જમીનદારોને ઘેર લગ્ન હોય કે મરણ થયું હોય તો તેના ખર્ચમાં ફાળો આપે; જમીનદાર ઘર બાંધે, કૂવો ખોદાવે કે ઝાડો રોપે તેમાં મદદ આપે. જમીનદારના હાથીને ખાવા દાણા આપે અને મોટર હોય તો મોટરના ખર્ચમાં હિસ્સો આપે! ફોનોગ્રાફ લાવે તો તેનું ખર્ચ પણ આપે! આમ અનેક રીતે જમીનદારો ખેડૂતોને લૂંટે છે અને સામાન્ય સાંથ ઉપરાંત બીજી રીતે પૈસા કે અનાજ ને વેઠ મજૂરી પડાવે છે. આવી રકમ સામાન્ય રીતે સાંથથી અડધી જેટલી કે સાંથ જેટલી થાય, અને સાંથથી પણ વધી જાય. જેવી જમીનદારની હોશિયારી. જમીનદારી વિભાગોની આ ભારે હાડમારી છે. તે ઉપરાંત ખેડૂતોને ગમે તે બહાને કાઢી મૂકવાનો ભય વધારામાં. અમુક શરતો અનુસાર ખેતી કરનાર ખેડૂતને ગમે તેમ જમીનદાર કાઢી ન શકે એવા પ્રકારના કેટલાક કાયદા જમીનદારી પ્રાન્તોમાં થયેલા છે. બીજા પ્રાન્તોમાં પણ એવી

સ્થિતિ થોડે ઘણે અંશે છે. જમીન બિનખેડૂતોના હાથમાં હોય છે ત્યાં એવી જ મુશ્કેલીઓ નડે છે. આ સ્થિતિ સુધારવા માટે જુદા જુદા પ્રાન્તોમાં કાયદા થવા લાગ્યા છે, તે એક શુભ ચિહ્ન છે.

જમીન અંગેનો છેલ્લો પ્રશ્ન જમીનની માલકીનો છે. સરકારનો દાવો એવો છે કે, દેશની બધી જમીનના માલિક પોતે છે અને તેથી તેઓ જે મહેસૂલ લે છે તે કરવેરારૂપે નહિ, પણ જમીનના ભાડા તરીકે લે છે. આ વાજબી છે કે નહિ તે અહીં આપણે નહિ વિચારીએ. પરંતુ તેનું પરિણામ જોઈશું તો જણાશે કે, ખેડૂત મહેસૂલના રૂપમાં જમીનનું ભાડું ન ભરે તો જેવી રીતે ઘર ભાડે રાખનારને ઘરધણી ઘર ખાલી કરાવે, તેમ જમીન ખાલસા થાય છે. આ મહેસૂલ ખેતીની ઊપજ ઉપરથી નક્કી કરવામાં આવે છે. પરંતુ એ ગણતરીઓ ખોટી હોય છે અને પરિણામે પોતાને પૂરતું ખાવા ન હોય તોપણ ખેડૂતને સરકારનું મહેસૂલ ભરવું પડે છે. વળી જમીન સરકારની છે એ માન્યતાને લીધે બે વિચિત્ર પરિણામ આવ્યાં છે. (૧) વેપારી કે દુકાનદાર પોતાને રૂ. ૨૦૦૦ ની વાર્ષિક આવક થાય ત્યાં સુધી સરકારને આવકવેરારૂપે કંઈ ભરતો નથી, ત્યારે વીઘું કે તેથી પણ ઓછું ખેડી ખાનાર ખેડૂતને જમીનમહેસૂલ ભરવું પડે છે. જમીનમાંથી ૨૦૦૦ રૂ.ની આવક થતી હોય તે જ મહેસૂલ ભરે એવું ધોરણ ખેડૂતોને લાગુ પડતું નથી. અને તેથી ગમે તેટલી ઓછી જમીનવાળાને જમીનમહેસૂલ તો ભરવું પડે છે. (૨) જમીનદારી વિભાગોમાં હજારોની આવક હોય તોપણ જમીનદારો ફક્ત નક્કી કરેલું મહેસૂલ ભરે છે. ગમે તેટલી વાર્ષિક આવક હોય તોપણ તેમને આવકવેરો આપવો પડતો નથી.

આ રીતે, અત્યારને ધોરણે, જમીનદારો ફાવે છે; દુકાનદારો, વેપારીઓ અને બીજા ધંધાદારીઓ ફાવે છે; માત્ર ખેડૂતોના ઉપર જ મહેસૂલનો બોજો વધારે પડે છે. એટલે રાજ્યની વ્યવસ્થાનો લાભ તો બધા માણસો ઉઠાવે છે, ત્યારે ફક્ત ખેડૂતને માથે જ વધારાપડતો મહેસૂલનો બોજો શા માટે, એ પ્રશ્ન સહેજે થાય છે. આ દૃષ્ટિએ વિચારીએ તો જમીનમહેસૂલના આખા ધોરણમાં ફેરફાર કરવાની જરૂર

છે. જમીનના માલિક અને બીજા ધંધાદારીઓ કરવેરાના સંબંધમાં સરખા જ ગણાવા જોઈએ અને હાલ જે અન્યાયી ભેદભાવ છે તે દૂર કરવો જોઈએ. આ રીતે આખી જમીનમહેસૂલની પદ્ધતિ બદલવાની જરૂર છે. પરંતુ એ પદ્ધતિ એટલી જૂની છે, એટલી વ્યાપક છે, અને સરકારને તેમાંથી એટલી મોટી આવક થાય છે (વાર્ષિક ૨૭ કરોડ અને પ્રાન્તિક તથા મધ્યસ્થ સરકારની કુલ આવકના ૧૨.૫ ટકા) કે, તેને આવકવેરાના ધોરણ ઉપર મૂકી દેવામાં ઘણી વહેવારુ મુશ્કેલીઓ લાગે; પરંતુ હિંદના કરોડોનું હિત તેમાં સમાયેલું હોવાથી, જ્યારે ત્યારે એ મુશ્કેલીઓનો નિકાલ કરીને તેનો તોડ કાઢ્યા વગર છૂટકો નથી.

## પાકના ભાવ

આ રીતે ખેતી અંગેના મુખ્ય પ્રશ્નોનું આપણે દિગ્દર્શન કર્યું. આપણે જોયું કે, ખેડૂત જે માલ પેદા કરે છે તે અસહાય સ્થિતિમાં પેદા કરે છે; તેની પાસે જમીન ઓછી છે; જે છે તે છૂટક છૂટક છે; તેની ઉપર મહેસૂલ અને વ્યાજનો બોજો વધારે છે; પાણી અને ખાતરની સગવડ નથી; બી સારું વાપરતો નથી; ભાવ બરાબર ઊપજતો નથી, વચલા દલાલો ઘણું ખાઈ જાય છે; જે થોડું ઘણું પાકે છે તેના પૂરા પૈસા ખેડૂતના હાથમાં આવતા નથી: શાહુકારો અને દલાલો તેમાંથી ભાગ પડાવે છે, અને જેમ સરકાર પાસેથી તગાવી લેવા જતાં ખેડૂતના હાથમાં ૧૦૦ ના ૮૦ આવે છે, તે પ્રમાણે માલની કિંમતમાંથી દલાલી વગેરે કપાઈને ખેડૂતના હાથમાં ૮૦ ટકા કે તેથી પણ ઓછા પૈસા આવે છે. આ બધા બોજાઓથી ખેડૂતનાં ખિસ્સાં ઉપર વધુ ને વધુ કાપ પડે છે.

પરંતુ છેવટમાં ખેતી અંગે એક મહત્ત્વની બાબતની નોંધ લેવાની જરૂર છે. ખેડૂત દિવસે દિવસે પોતાને ઉપયોગી વસ્તુઓ પકવવાને બદલે તમાકુ, કપાસ જેવા બજાર જોગા પાક પકવતો થયો છે. ૧૯૦૧–૨ માં હિંદમાં ૮૫ ટકા જમીનમાં ખાવાની વસ્તુઓનો પાક થતો, તેને બદલે ૧૯૪૦–૪૧માં ૮૦ ટકા જમીનમાં બજાર જોગો પાક થયો હતો અને તેટલા જ ગાળામાં ખોરાક સિવાયની બીજી

વસ્તુઓના પાકની ખેતી ૧૫ ટકાથી વધીને ૨૦ ટકા થઈ હતી* આ એક મહત્ત્વનો ફેરફાર છે. અને તેની ખેડૂતોના આર્થિક જીવન ઉપર ઘણી અસર થાય છે. તે ઘઉં ચોખા જેવી ખોરાકી વસ્તુઓ બજારમાં વેચે છે અને કપાસ તમાકુ જેવી બિન–ખોરાકી વસ્તુઓ પણ વેચે છે. જે માલ બજારમાં વેચીને તેના પૈસા કરવાના હોય છે, તે માલના ભાવ નક્કી કરવાનું ખેડૂતના હાથમાં નથી. તેનો ભાવ બજારમાં નક્કી થાય છે, તે ભાવ ખેડૂતને પોસાય તેવો છે કે નહિ તે કોઈ જોતું નથી. તેના ઉપર ખેડૂતનો કાબૂ નથી. તેમાંથી ઘઉં, ચોખા, કપાસ, તમાકુ, ચા, શણ જેવી વસ્તુઓ જે આંતરરાષ્ટ્રીય વેચાણની છે, તેના ભાવ દુનિયાનાં બજારમાં નક્કી થાય છે. એટલે કપાસ કે ઘઉં તે ઈજિપ્ત, અમેરિકા કે ઑસ્ટ્રેલિયાના ખેડૂતને જે ભાવે વેચવા પાલવે તે ભાવે બજારમાં વેચાશે, નહિ કે હિંદના ખેડૂતને જે ભાવે પાલવે તે ભાવે. ઇટાલીમાં એકરે ૪૬૦૦ રતલ પાકે તે ચોખા અને હિંદમાં એકરે ૭૭૬ રતલ પાકે તે ચોખા સરખા જ ભાવે વેચાય; ઇજિપ્તમાં એકરે ૩૫૨ રતલ રૂ ઊતરે તે અને હિંદમાં એકરે ૯૨ રતલ ઊતરે તે રૂ બજારમાં સરખા જ ભાવે વેચાય! (બન્ને માલની જાત સરખી છે એમ માનીએ તોપણ) આથી હિંદના ખેડૂતને ભારે હરીફાઈ સામે કામ કરવું પડે છે; અસમાન સ્થિતિમાં બળિયા સામે ઊભા રહેવું પડે છે. ઓછી ઉત્પાદનશક્તિને લીધે હિંદના ખેડૂતને તે પાલવતું નથી અને તે દેવામાં ડૂબે છે અને ભૂખે મરે છે. પરદેશોમાં સ્વતંત્ર રાજ્યની પ્રજાઓને અનેક જાતની સગવડો મળે છે, તે હિંદના ખેડૂતને મળતી નથી; તેની ઉત્પાદકશક્તિ ઓછી છે; જમીનમાંથી તે પૂરતું પકવી શકતો નથી. આ સ્થિતિમાં બજારુ માલ પકવીને દુનિયાના ભાવે વેચવા જતાં તે ભૂખે મરે છે. રેંટિયા ઉપર કાંતનારનો માલ મિલ–કાપડની હરીફાઈમાં મૂકવામાં આવે અને કાંતનારને મિલના સૂતરને

× ૧૯૪૩ ના મે માસમાં મુંબઈ સરકારે હુકમ કર્યો છે કે, ખેડૂતોએ ૧/૬ કરતાં વધારે જમીનમાં અનાજ સિવાયના પાકની ખેતી કરવી નહિ. એટલે કે, ૧૬.૬ ટકા કરતાં વધારે જમીનમાં બિન-ખોરાકી માલ કરવો નહિ.

ભાવે મજૂરી મળે તો કાંતનારને ભૂખે જ મરવું પડે, એવી સ્થિતિ આજે હિંદના ખેડૂતની છે. આપણા ખેડૂતોનો આ એક ખાસ પ્રશ્ન છે. તેનો નિકાલ થાય, એટલે કે ખેડૂતોની ઉત્પાદનશક્તિ વધે, અગર બજારુ પાકના માલના ભાવ ( ખર્ચના પ્રમાણમાં ) વધે, અગર તો ખેડૂતો બજારુ પાકની ખેતી ન કરે, તે સિવાય ખેડૂતોના આ પ્રશ્નનો ઉકેલ આવવાનો નથી; તે સિવાય ખેતી અંગેના બીજા સુધારાની બહુ અસર થવાની નથી. હાલના જમાનામાં ખેડૂતોને રોકડ પૈસા વિના ચાલતું નથી. અવારનવાર તેમને રોકડ પૈસાની જરૂર પડે છે. એટલે રોકડ પૈસા મેળવવા માટે તેને થોડી ઘણી બજારુ પાકની ખેતી કરવી પડે અગર ઘરવપરાશની વસ્તુઓ પકવી હોય તે વેચીને પૈસા કરવા પડે. આ રીતે તેને પોતાનો થોડો ઘણો માલ બજારમાં વેચ્યા વગર છૂટકો નથી. જેટલે અંશે તેને બજારમાં ઓછું વેચવું પડે તેટલે અંશે તેની પરવશ સ્થિતિ ઉપર બજારભાવની ઓછી અસર થાય.*

વળી ખેડૂતની ઉત્પાદનશક્તિ વધારવા માટે ઘણો અવકાશ છે. પરંતુ એની પણ મર્યાદા તો છે જ. ગમે તેટલી હદ સુધી ઉત્પાદનશક્તિ નહિ વધારી શકાય. અને સાથે અમેરિકા કે ઈજિપ્ત પણ આગળ નહિ વધે એમ શી રીતે કહેવાય? ઝાડનું પાન ખાવા ગાય કે બળદ ડોક ઊંચી કરે, પરંતુ ઊંટ પોતાની ડોક વધારે ઊંચી નહિ કરે તેની શી ખાતરી? એટલે ઉત્પાદનશક્તિ વધારીને આપણે દુનિયાની સામે હરીફાઈમાં ટકી શકીશું એમ માનવું તે બરાબર નથી. ઉત્પાદનશક્તિ વધે તોપણ દુનિયાની સામે હરીફાઈમાં કામ કરવાનો પ્રશ્ન તો ઊભો જ છે. એટલે કયો માલ પકવવો, તેનો ભાવ દેશમાં કેટલો હોય, તેની મર્યાદા શી, ખેડૂતોને પોસાય તેવો ભાવ કઈ રીતે નક્કી કરવો, એ બધા વિચારવા જેવા પ્રશ્નો છે. આનો તોડ કાઢવો એ અતિ મહત્ત્વનું છે.

* દુનિયાના બજારભાવ ઉપરાંત ખેડૂતને, પરદેશ સાથેના વ્યવહારમાં, નાણાના ભાવમાં થતા ફેરફારોથી પણ સહન કરવું પડે છે. ૧ રૂ.=૧૬ પેન્સ પરદેશ સાથેના વ્યવહારનો ભાવ હોય કે ૧ રૂ.=૧૮ પેન્સ ભાવ હોય, તેની ખેડૂતની આવક ઉપર અસર થાય છે. આ બાબત આગળ હૂંડિયામણના પ્રકરણ ઉપરથી સમજાશે.

બીજી રીતે કહીએ તો, કોઈ પણ રીતે પ્રમાણિકપણે કામ કરનારને પૂરી રોજી આપવાની તજવીજ કરવાનો એ પ્રશ્ન છે. હરીફાઈના નામે લોકોનાં પેટ ઉપર પાટું પડે તે બરાબર નથી. દરેક પ્રમાણિકપણે કામ કરનારને પૂરતી રોજી મળવી જ જોઈએ. હરીફાઈ તેમાં વચ્ચે આવતી હોય, જૂના રીતરિવાજો વચ્ચે આવતા હોય, કે સરકારી ધારાધોરણ વચ્ચે આવતાં હોય, તો તેમાં મૂળભૂત ફેરફારો કરવા જોઈએ અને વધારે કલ્યાણકારી ધોરણે કામ કરવું જોઈએ. હરીફાઈ, સમાજ-વ્યવસ્થા, સરકાર વગેરે માણસના સુખ માટે હોવાં જોઈએ અને નહિ કે તેના ઉપર સવાર થવા માટે.

એટલે ટૂંકામાં ખેડૂતને ખેતી કરવી પાલવે એવો પાક તેણે પકવવો જોઈએ અને તે પ્રમાણે તેના માલનો ભાવ ઊપજવો જોઈએ.

## ૬

# પશુધન

ખેતીના વિચારમાં પશુધનનો વિચાર ઓતપ્રોત રહેલો છે.

ખેતી એ એવો ધંધો છે કે જેમાં બારે માસ બધાને કામ ન મળી શકે. આપણા દેશમાં તો મોટા ભાગના ખેડૂતો ચોમાસુ ખેતી કરનારા છે. એટલે તેમને ઘણો વખત ફાજલ પડે છે એ આપણે જોઈ ગયા છીએ. આ સ્થિતિમાં ખેતીપ્રધાન દેશમાં ગૃહઉદ્યોગનું મહત્ત્વ ઘણું છે. ગૃહઉદ્યોગમાં પહેલો નંબર ઢોરઉછેરનો છે. તેનો ખેતીની કમાણી સાથે અને ખેતીના ધંધા સાથે નિકટનો સંબંધ છે. ઢોરઉછેર અને ખેતી સામાન્ય રીતે જુદાં ચાલી. શકે તેવાં નથી. બિનખેડૂતોને ઢોરઉછેરવાં પાલવશે નહિ. તેમ જ ખેડૂત ઢોર ન ઉછેરે તો તેને એકલી ખેતી પાલવે નહિ. એટલે ટૂંકામાં ખેતીની સાથે આ ધંધાનું ખાસ મહત્ત્વ છે. જેટલે અંશે ઢોરઉછેરનો ધંધો ખેડૂતના હાથમાંથી જાય છે અથવા તે ધંધો કરવામાં મુસ્કેલીઓ ઊભી થાય છે, તેટલે અંશે ખેતીના ધંધાને પણ નુકસાન પહોંચે છે. એ બંને ધંધા પરસ્પર એવા સંકળાયેલા છે કે એકની અસર બીજા પર પડ્યા વગર રહેતી નથી.

ત્યારે હિંદના આ ધંધાની કેવી સ્થિતિ છે? ઢોર કેટલાં છે? કેવી હાલતમાં છે? ખેડૂતને કેવી મદદ કરે છે તે આપણે જોઈએ.

હિંદમાં ખેતીની જમીનના સો એકરે ઢોરની સંખ્યા નીચે પ્રમાણે છે:— (૧૯૩૫).

| | | | |
|---|---|---|---|
| હિંદ | ૬૭ | ચીન | ૨૫ |
| હોલેન્ડ | ૩૮ | જાપાન | ૧૬ |
| ઈજીપ્ત | ૮૦ | | |

આપણે ત્યાં દર સો એકરે ૬૭ અને દર સો માણસે ૬૧ ઢોરની સંખ્યા આવે છે. સંખ્યાની દૃષ્ટિએ તે સરેરાશ ઓછી નથી. પણ

તેમાં ખેતી ઉપયોગી, દૂધ આપનારાં, ભાર ખેંચનારાં અને તદ્દન નકામાં, એમ બધાંય ઢોરનો સમાવેશ થાય છે, ત્યારે બીજા દેશો નકામાં ઢોરને પોષતા નથી. એટલે બીજા દેશોના જે આંકડા છે તેમાં નકામાં ઢોરનો સમાવેશ થતો નથી એમ ગણવાનું. આપણાં ૬૧ માંથી ઘોડા, ગધેડાં, ઊંટ, ઘેટાં જેવાં ઢોર બાદ કરીએ તો સો માણસે ૪૨ ઢોરની સંખ્યા આવે છે. તેમાં ગાયો, ભેંસો, વાછડાં, પાડા અને બળદનો સમાવેશ થાય છે. આ ૪૨ પણ બરાબર કામ આપી શકે તેવાં હોય તો કદાચ વાંધો ન આવે, પરંતુ તેમાંનાં ઘણાં નબળાં હોય છે; પૂરતું કામ આપી શકે તેવાં હોતાં નથી. અને કેટલાંક તદ્દન નકામાં હોય છે. એટલે બધી ખેતીની જમીન ખેડવા માટે જેટલાં ઢોર જોઈએ તેટલાં આપણી પાસે નથી, તેમ બધાને દૂધ પૂરું પાડવા માટે જેટલાં દુધાળાં ઢોર જોઈએ તે પણ આપણી પાસે નથી. આંકડામાં કહીએ તો ૫ એકર જમીન ખેડવા માટે સામાન્ય રીતે ૧ જોડ બળદ જોઈએ, તેને બદલે ૧૦ એકર ખેડવા માંડ ૧ જોડ બળદ મળે છે, અને તે પણ બરાબર કામ આપી શકે તેવા સશક્ત નહિ. હિંદની આબોહવામાં દરેક માણસને ઓછામાં ઓછું એક રતલ દૂધ ( ઘી, માખણ સિવાય ) મળવું જોઈએ, તેને બદલે સરેરાશ અડધો રતલ ( ઘી, માખણ વગેરે સુધ્ધાં ) મળે તેટલું જ પેદા થાય છે. એટલે ખેતી અને દૂધ બન્નેની દૃષ્ટિએ આપણી પાસે જોઈએ તેટલી શક્તિવાળાં સારાં ઢોર નથી.

આનાં કારણોમાં ગોચરની જમીનનો અભાવ એ મહત્ત્વનું કારણ છે. ૧૯૩૧ માં હિંદમાં ગોચરની જમીનનું પ્રમાણ ખેડાણ જમીનના માત્ર ૧.૬ ટકા હતું, ત્યારે બીજા ખેતીપ્રધાન દેશોમાં ૧૫ ટકા જેટલું હોય છે. આપણે ત્યાં ખેડાણ જમીનમાં ઢોરને માટે ઘાસ કે પૂળા કરનારા બહુ ઓછા હોય છે. ખેડૂત દીઠ જમીનનું પ્રમાણ માત્ર ૩ એકર હોય તેમાં કેટલી જમીનમાં અનાજ પકવે અને કેટલી જમીન ઢોરને માટે રાખે ? ઘાસચારા માટે અગાઉ ખેડૂતો જંગલો અને ગોચરનો છૂટથી ઉપયોગ કરતા. પરંતુ સરકારની સ્વાર્થી નીતિને લીધે જંગલોનો ઉપયોગ ઢોર ચારવા માટે કરવાનું મુશ્કેલ થયું. ગામ પાસેનાં ગોચરો પણ પડાવી લેવામાં આવ્યાં છે. ગોચરો ભાડે રાખીને ઢોર ચરાવવાં

ખેડૂતોને પાલવતાં નથી. કુટુંબની સામાન્ય જરૂરિયાતો પૂરી પાડવા માટે પૈસા ન હોય એવી સ્થિતિમાં ઢોરને માટે પૈસા ક્યાંથી ખરચે? એટલે ખેડૂત ભૂખે મરે છે, તેની સાથે ઢોર પણ ભૂખે મરે છે અને નબળાં રહે છે. પરિણામે, ઉપર કહ્યું છે તેમ, ખેતીનાં ઢોર પૂરતું કામ આપી શકતાં નથી; વાહનનાં ઢોર પૂરતું વજન ખેંચી શકતાં નથી કે ઉપાડી શકતાં નથી; અને દુધાળાં ઢોર પૂરતું દૂધ આપતાં નથી. એમ માણસ ને ઢોર બેઉ મરે છે અને મારે છે, જ્યારે હોવું તો એમ જોઈએ કે, તે એકમેકને જિવાડે.

હિંદમાં ગાયો સામાન્ય રીતે ટંકે ૨॥ રતલ દૂધ આપે છે અને ભેંસો ટંકે ૫ રતલ દૂધ આપે છે. ૮ રતલથી વધુ દૂધ આપનાર ગાયો ફક્ત ૬ ટકા છે, ત્યારે અમેરિકા, ડેન્માર્ક જેવા દેશોમાં સામાન્ય ગાય ૧૨ થી ૧૫ રતલ દૂધ આપે છે. સારી ગાય તો ટંકે ૩૦ થી ૩૫ રતલ દૂધ પણ આપે. (ત્યાં ભેંશો હોતી નથી એટલે ભેંશો કેટલું આપે છે તે જોવાનું રહેતું નથી.) આપણે ત્યાં ભેંશોની પેઠે ગાયોનું દૂધ વધારી ન જ શકાય એવો વહેમ પેસી ગયો છે. બીજા દેશોમાં સારી ગાય ૩૦ થી ૩૫ રતલ દૂધ આપે છે, તે બતાવે છે કે, ગાયોના સુધારામાં કેટલો બધો અવકાશ છે. આપણા દેશમાં ગાયો બરાબર દૂધ આપતી નથી, તેનું એક કારણ એ છે કે ભેંશોએ ગાયનું સ્થાન લીધું છે. એટલે ગાયોને પૂરતો ખોરાક મળતો નથી; ગાયોની પૂરતી સંભાળ લેવાતી નથી. ગાયો તો રબારી રાખે, ખેડૂત તો ભેંશ પાળે, એમ મનાય છે. એટલે ગાયોની ઓલાદ ઊતરતી જાય છે. આ પ્રમાણે એકંદરે જોતાં આપણા દેશમાં મોટા ભાગનાં ઢોર નબળી અવસ્થામાં જીવે છે.

અહિંસા ને ગાયના પૂજારી દેશમાં કરોડો ઢોર મરવાને વાંકે જીવે છે. આપણે ત્યાં લાખો રૂપિયાની મૂડી અને આવકવાળી પાંજરાપોળો છે. તે આ જીવતી જાગતી હંમેશની હિંસાનો ઉકેલ કરી શકતી નથી. તેઓ મુખ્યત્વે નિરાધાર થઈ ગયેલાં ઢોરને જીવતાં સુધી જાળવી રાખે છે. એ રીતે કરોડો ઢોરનું દુઃખ ઓછું થતું નથી. ગોચરો વધારવાં એ સરકાર હસ્તકની વાત છે, પણ ઢોરની ઓલાદ સુધારવી અને તેને અંગે પ્રયોગો કરવા એ કામ પાંજરાપોળો કરી શકે છે.

પાંજરાપોળો કરે કે ન કરે, પણ આર્થિક યોજનાઓ કરનારનું એ કર્તવ્ય છે કે, આ મહત્ત્વના ઉદ્યોગોનો ખાસ વિચાર કરે. હિંદમાં મોટરોનાં કારખાનાં કરવાની, રાક્ષસી યંત્રો બનાવવાની યોજનાઓ થાય છે; પણ તેથી વધારે અગત્યની વસ્તુ ઢોરઉછેરની છે. ખેડૂતોના ધંધા સાથે તેને સંબંધ છે એટલું જ નહિ, પણ સમસ્ત દેશની કમાણીમાં તેને મહત્ત્વનું સ્થાન છે. આખા દેશની કુલ પેદાશમાં ઢોરમાંથી થતી પેદાશનું પ્રમાણ ૧૪ ટકા જેટલું છે. ઢોરમાંથી આવક વધે તો કરોડોનો ફેર પડી જાય. અત્યારે દુધાળાં ઢોર સરાસરી જેટલું દૂધ દે છે, તેથી બમણું આપે તોપણ લગભગ બે અબજ રૂપિયાનો આવકમાં વધારો થાય. આવક વધે તેનો અર્થ એ કે, પ્રજાને દૂધ ઘી વધારે મળે અને ખેડૂતને પણ ફાયદો થાય.

આજકાલ ગામડે મોટરો દાખલ થવા લાગી છે. તેથી ખેડૂતોને ઢોરમાંથી થતી આવકમાં ઘણો ફેર પડી ગયો છે. ફાલતુ સમયમાં બળદગાડું ફેરવવાથી તેના ભાડાની જે આવક થતી તે ઘણી ઓછી થઈ ગઈ છે, અને બળદને કામ મળતું નથી અને નાહકનું મુસાફરીખર્ચ વધ્યું છે. એક ભાઈએ અમદાવાદ જિલ્લાના દક્ષિણ દસક્રોઈ વિભાગમાં મોટરોથી ઘસડાઈ જતા પૈસાની ગણતરી કરેલી તો જણાયું હતું કે, તે ભાગમાં ફક્ત ઉતારુઓના ભાડામાં મોટરો દર વરસે રૂ. ૩,૬૫,૦૦૦ ઘસડી જાય છે. આ ઘસારો મોટરો જ્યાં જ્યાં પહોંચી છે ત્યાં બધે લાગે છે. બદલામાં પ્રજાશરીરને પોષણ મળે તેવું કંઈ મળતું નથી. એટલે ઘસારો પડીને પરિણામે પ્રજાશરીર ક્ષીણ થાય છે.

આ ધંધાને અંગે પ્રજાશરીર બીજી રીતે પણ ક્ષીણ થાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે ઢોરની હયાતીમાં આપણને પૂરતો લાભ મળતો નથી, તે જ પ્રમાણે મરી ગયા પછી પણ તેમાંથી પૂરતો લાભ આપણે ઉઠાવતા નથી, અને હાડકાં, ચામડાં, શીંગડાં, ચરબી. લોહી વગેરે ઘણુંખરું નકામું જાય છે. આમાં આ ઉદ્યોગને અંગેના કેટલાક વહેમો કારણભૂત છે. ભણેલા કે બુદ્ધિશાળી કે સાધનસંપન્ન લોકો તેમાં પડતા નથી. એટલે એ ધંધો સાધનવિહીન અને અજ્ઞાન લોકોના હાથમાં રહ્યો

છે. તેથી તેમાં પ્રગતિ થતી નથી, અને ઘણો કાચો માલ પરદેશ ચઢે છે, અથવા કૂતરાં અને ગીધને અર્પણ થાય છે, અથવા તો ધરતી માતાની સાથે ભળી જાય છે. ટૂંકામાં નકામો જાય છે. દર વરસે ૧ લાખ ટન હાડકાંનો ભૂકો પરદેશ ચઢે છે તે અગાઉ જણાવેલું છે. તે ઉપરાંત આખાં હાડકાં, ચરબી, શીંગડાં વગેરે ૧૫ થી ૨૦ કરોડનાં પરદેશ જાય છે, અને કેટલુંક નકામું જાય છે. તેનો ઉપયોગ કરવામાં આવે તો લોકોને કામધંધો મળે એટલું જ નહિ, પરંતુ નકામા જતા માલનો ઉપયોગ થવાથી અને પરદેશ ઘસડાઈ જતું કાચું સોનું બંધ થવાથી, પ્રજાશરીરને કંઈક પોષણ મળે, સંપત્તિમાં થોડો વધારો થાય, અને પરિણામે શરીરમાં પડેલા ખાડા પૂરવામાં મદદ થાય.

## જંગલો

ઢોરઉછેરનો મુખ્ય આધાર ગોચરની અને ઘાસની સગવડ પર રહેલો છે. અને તે બન્નેનો આધાર જંગલો અને પડતર જમીન ઉપર છે. આવી છૂટી જમીન અને જંગલો સરકારે પોતાને હસ્તક લઈ લીધાં અને ઢોરઉછેરની સગવડ વિચારીને તેની વ્યવસ્થા કરી નહિ, ત્યારથી ઢોરઉછેરની મુશ્કેલી વધી છે.

સામાન્ય રીતે કોઈ પ્રદેશમાં નવી વસાહત કરવાની હોય ત્યારે જંગલો તોડીને જમીન વસવાટ યોગ્ય અને ખેડવા યોગ્ય બનાવવી પડે છે. પરંતુ જંગલો તોડવાની પણ હદ હોય છે. જંગલોનો હદ ઉપરાંત નાશ કરવામાં આવે તો તે પ્રદેશનાં વરસાદ અને ભેજના પ્રમાણમાં ફેર પડી જાય અને જંગલમાંથી લાકડાં, લાખ, તેલી પદાર્થો, દવાની વનસ્પતિ વગેરે કાચો માલ મળતો બંધ થઈ જાય. એટલે બધા દેશોમાં હવે જંગલો સાચવવાનો અને ઉછેરવાનો પ્રયત્ન થાય છે. હિંદમાં અંગ્રેજી અમલની શરૂઆતમાં આ તરફ ધ્યાન આપવામાં નહોતું આવ્યું અને જંગલોનો અવિચારીપણે નાશ કરવામાં આવ્યો હતો. પણ ઇ. સ. ૧૮૬૪ થી તેને માટે વ્યવસ્થિત જંગલખાતું સરકાર તરફથી ચલાવવામાં આવે છે અને તે ખાતું જંગલોની વ્યવસ્થા કરે છે.

૧૯૩૯–૪૦ માં બ્રિટિશ હિંદમાં જંગલો નીચે પ્રમાણે હતાં:—

| | चो. मा. | | टका |
|---|---|---|---|
| અનામત જંગલો | ૭૨૭૯૩ | | ૭૩ ૫ |
| સંરક્ષિત ,, | ૬૬૯૯ | | ૬.૫ |
| બીજાં ,, | ૧૯૨૨૯ | | ૨૦ ૦ |
| કુલ | ૯૮૭૨૧ | ,, | ૧૦૦.૦ |

અનામત જંગલોનો ચોક્કસ નક્કી કરેલા નિયમો અનુસાર વ્યક્તિઓને ઉપયોગ કરવા દેવામાં આવે છે. સંરક્ષિત જંગલો માટેના નિયમો અને હકની નોંધણી ઉપરના વિભાગ જેવી ચોક્કસ હોતી નથી. આ બે વિભાગ સિવાયનાં જંગલોની જમીન ખેડાય નહિ ત્યાં સુધી તેની આવક સરકાર લે છે. પણ તેને ઉછેરવા, વધારવાની ખાસ વ્યવસ્થા હોતી નથી. જુદા જુદા પ્રાન્તોમાં જંગલની જમીનનું પ્રમાણ નીચે મુજબ આવે છે:

कुल जमीनना टका

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૨.૪ | બિહાર | ૨ ૮ |
| મુંબઈ | ૧૩.૯ | ઓરિસ્સા | ૬ ૭ |
| બંગાળા | ૯ ૧ | મધ્યપ્રાંત | ૧૯.૭ |
| સં. પ્રાંત | ૫ ૮ | આસામ | ૪૨.૪ |
| પંજાબ | ૫.૭ | સરહદપ્રાંત | ૨ ૧ |

આ જંગલોમાંથી ૧૯૩૯–૪૦માં ૨૯ કરોડ ઘનફૂટ લાકડું તૈયાર થયું હતું અને તે ઉપરાંત રૂ. ૧૨૧ લાખનો બીજો માલ પેદા થયો હતો. તેમાંથી એકંદરે સરકારને ખરચ જતાં રૂ. ૭૫ લાખની આવક થઈ હતી.

સરકારી જંગલખાતાની દૃષ્ટિ આ આવક વધારવા તરફ રહી છે. પણ તેથી ખેડૂતોને ઢોરઉછેરની સગવડો વધી નથી. તેમ ઉદ્યોગોને પોષણ મળ્યું નથી. લગભગ ૨૦ લાખ માણસોનો જંગલના ધંધા ઉપર સીધી કે આડકતરી રીતે નિભાવ થાય છે તેમાં વધારો થયો નથી. જંગલો એ દેશનું અમોલું ધન છે. તેમને સાચવવાં જોઈએ; વધારવાં જોઈએ; અને રાષ્ટ્રના ખેતી અને ધંધાને પોષક થાય એ રીતે તેમનો

વહીવટ કરવો જોઈએ. લગભગ ૮૭૦ લાખ એકર જમીન ખેતી માટે બિનઉપયોગી પડી છે. તેમાં જરૂરી ઝાડો વાવીને તેને ઉપયોગમાં લાવવી જોઈએ. જંગલોની પેદાશમાંથી ઘણા નાના ધંધા ચાલી શકે એવા છે. તેની યોજના થવી જોઈએ. દીવાસળી અને કાગળના ઉદ્યોગો માટે કાચા માલનો જંગલો પર આધાર છે. તેનો ખ્યાલ કરીને જંગલોની વ્યવસ્થા થવી જોઈએ. લોકોને જરૂરી બળતણ, ઘાસચારો અને બાંધકામ માટેના લાકડાનો પણ જંગલો પર આધાર છે. તે સંબંધમાં પ્રજાની સગવડ વિચારીને તેની વ્યવસ્થા થવી જોઈએ. દવાઓ માટે ઘણી ઉપયોગી વનસ્પતિઓ જંગલોમાંથી મળી શકે છે. તેનો ખ્યાલ કરીને તેનું ઉત્પાદન વિચારવું જોઈએ. આ રીતે, કેવળ સરકારી સગવડ નહિ, પણ લોકહિતની દૃષ્ટિએ જંગલોની વ્યવસ્થા કરવામાં આવે, તો જંગલો પ્રજાને ઘણાં ઉપકારક થઈ શકે એમ છે.

૭

# ખાદી અને ગૃહઉદ્યોગો

## ખાદી

આપણે જોયું છે કે, ખેડૂતોને આખા વખતનું કામ હોતું નથી અને વરસમાં ઘણો વખત ફાજલ રહે છે, તેથી ખેતીની સાથે ગૃહઉદ્યોગની ખાસ આવશ્યકતા છે.

હાલનો યંત્રોદ્યોગ-યુગ આપણે ત્યાં આવતા પહેલાં ખેડૂત પ્રજા પાસે કોઈ ને કોઈ ગૃહઉદ્યોગ હતા, જે ધીમે ધીમે નાશ થતા ગયા. હિંદની પ્રજાકીય અર્થરચનામાં તેમનું સ્થાન તેથી મટી નથી જતું, બલ્કે ચિંતાપૂર્વક વિચારવું જોઈએ.

ખેડૂતને માટે ગૃહઉદ્યોગ તરીકે દોરઉછેરથી બીજે નંબરે ખાદીનો ધંધો છે. તે કોઈ પણ ઠેકાણે ચાલી શકે તેવો છે અને ઉપધંધાની બધી શરતો પૂરી પાડે છે. તેને માટે ખાસ મૂડીની જરૂર નથી; ઘેર બેઠાં, ગમે ત્યારે, ગમે તે ઋતુમાં, નાનાં મોટાં સૌ કરી શકે છે; તેને નથી ધર્મનો બાધ આવતો કે નથી જાતિનો બાધ આવતો; તેનું બજાર શોધવું પડતું નથી; બહાર જઈને શીખવું પડતું નથી; બધી ક્રિયાઓ ઘેર બેઠાં ગામડાંમાં થઈ શકે છે. આ બધા તે ધંધાના ખાસ લાભ છે. જેને પોતાના ધંધાની સાથે થોડું ઘણું કરવું હોય તે યથાશક્તિ કરી શકે છે. જેને બીજા કામને અભાવે આખો વખત તે કામ કરવું હોય તે પણ તેમાંથી રોટલા પૂરતી મજૂરી મેળવી શકે છે. આ રીતે તે માનપૂર્વક બેકારી ટાળવામાં મદદ કરે છે અને ખેડૂતને નવરાશના વખતમાં ઉપયોગી કામ આપે છે. કોઈ કોઈ ઠેકાણે સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે બીજાં કામ ઘેર બેઠાં કરી શકે તેવાં હોય, પરંતુ આખા દેશમાં કોઈ પણ ઠેકાણે ધર્મ, જાતિ કે ઉંમરના ભેદ સિવાય ચાલી શકે તેવો ધંધો તો ખાદીનો જ છે. દરેક ઘર તેનું બજાર અને બધા પૈસા ગામમાં જ સારી રીતે વહેંચાય એ તેના બે મોટા ગુણો છે.

ખાદીકામમાં કમાણી ઓછી થાય છે, એમ દલીલ કરીને કેટલાક બીજાં કામ કરવાની હિમાયત કરે છે. તે મુજબ, વધારે આવક થાય તેવાં બીજાં ઉપયોગી કામો ખેડૂતોને નવરાશના વખતમાં કરવા માટે ધરી શકાય તો સારું છે; પણ છેલ્લાં વીસ વરસનો અનુભવ એવો છે કે, ખાદીની માફક મોટા વિસ્તારમાં ચાલી શકે એવા ગોઠતા ને સરળ બીજા ધંધાઓ નથી.

આખા દેશમાં આ કામ વ્યવસ્થિત રીતે ચલાવવા માટે ૧૯૨૫ની સાલથી અખિલ ભારત ચરખા સંઘની સ્થાપના કરવામાં આવી છે. તે કામની શરૂઆત તો ગાંધીજીએ ૧૯૨૦ની સાલમાં અસહકારની ચળવળ ઉપાડી ત્યારથી થઈ. પણ તે કામ માટે રાષ્ટ્રીય મહાસભાના આશરા હેઠળ સ્વતંત્ર ચરખા સંઘની સ્થાપના ૧૯૨૫માં થઈ. તેની મારફત દેશમાં ખાદીઉત્પત્તિ અને વેચાણવ્યવસ્થાનું કામ થાય છે. તે દ્વારા ૧૯૪૦માં ૧૩,૪૫૧ ગામડાંમાં ખાદીઉત્પત્તિનું કામ થયું હતું અને ૨,૫૪,૯૬૮ કાંતનાર તથા ૧૬,૮૦૧ વણકરોને રોજી મળી હતી. તે જ પ્રમાણે લોઢનાર, પીંજનાર અને ધોબી વગેરેને પણ થોડી થોડી રોજી મળી અને તે બધાં મળીને કુલ ૨,૭૬,૧૪૬ જણ વચ્ચે આખા વરસમાં લગભગ ૩૫ લાખ રૂપિયા વહેંચાયા. એ રીતે ૧૯૪૦ સુધીમાં પંદર વરસના ગાળામાં ખાદીઉત્પત્તિ દ્વારા ગરીબોમાં લગભગ પાંચ કરોડ રૂપિયા વહેંચાયા છે. આ કામ દિવસે દિવસે આગળ વધતું જાય છે. ચરખા સંઘે આઠ કલાક બરાબર કાંતનારને ઓછામાં ઓછા અઢી આના મજૂરી આપવાનું નક્કી કર્યા પછી ખાદી કંઈક મોંઘી થઈ છે, પરંતુ તેની પ્રગતિ અટકી નથી.

આમ છતાં ખેડૂતોની દૃષ્ટિએ જેવી પ્રગતિ થવી જોઈએ તેવી થઈ નથી. દુકાળના પ્રદેશમાં કે બીજા ગરીબ પ્રદેશોમાં ખાદીએ ઘણા માણસોને રોજી અપાવી છે. પરંતુ લાખો ખેડૂતોનાં ઘરમાં નવરાશના ધંધા તરીકે એ ધંધો સારા પ્રમાણમાં દાખલ નથી થયો. એ દિશામાં ખાદીપ્રચારનું ક્ષેત્ર વિશાળ છે. ૩૦૦ની વસ્તીવાળું કોઈ ગામ કાપડમાં સ્વાવલંબનનો અમલ કરે તો તેને યુદ્ધ પહેલાંના ભાવે વાર્ષિક રૂ. ૩,૦૦૦ બચે અને તેટલા પૈસા ગામમાં જ વહેંચાય. આ રીતે આપણાં ગામડાંની

અર્થરચનાની દૃષ્ટિએ આ કામ સગવડવાળું અને લાભકારક છે અને ગરીબ પ્રજામાં પ્રાણ પૂરવાને એ અમોઘ સાધન છે.

### બીજા ગૃહઉદ્યોગ

ખાદી ઉપરાંત બીજા ગૃહઉદ્યોગો, જે ગામડાંમાં ચાલી શકે તેવા હોય, તેમની તપાસ કરવા માટે અને તેમના પ્રચાર અર્થે ૧૯૩૫ની સાલથી અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના કરવામાં આવી છે. તેની મારફત મધમાખ–ઉછેર, તાડગોળ, દીવાસળી, હાથકાગળ અને ચામડાં પકવવા જેવા ગ્રામ-ઉદ્યોગો ખીલવવા પ્રયત્ન થાય છે. હાલના જમાનામાં, અટપટાં યંત્રો અને વરાળ કે વીજળીની મદદથી ચાલતાં મોટાં કારખાનાંની સામે મનુષ્યબળથી ચાલતા આ ગૃહ-ઉદ્યોગોને ટકાવવાનું અને ખીલવવાનું કામ ઘણું વિકટ છે. સાધનવિહીન કારીગર કે ખેડૂતનું શું ગજું કે રાક્ષસી યંત્રો અને કાતિલ હરીફાઈની સામે ટકી શકે?

પરંતુ જો આપણે પ્રચલિત અર્થશાસ્ત્રની માન્યતાઓને બદલીને આખી સમાજરચનાનો જુદી રીતે વિચાર કરીએ, માનવતાની દૃષ્ટિએ વિચાર કરીએ, પ્રજાના મોટા ભાગના સુખની દૃષ્ટિએ વિચાર કરીએ, પ્રજાના એકંદર કલ્યાણની દૃષ્ટિએ વિચાર કરીએ, તો જ ગૃહઉદ્યોગોનો વિચાર થઈ શકે એમ છે. સસ્તું એ જ સારું, ઘણું પેદા થાય તેમાં જ લાભ, આખી દુનિયાની સાથે હરીફાઈમાં ટકી શકે તે જ જીવવાને યોગ્ય, એવી એવી માન્યતાઓને વળગી રહીએ, તો ગૃહઉદ્યોગોનો વિચાર થઈ શકે નહિ. અને તો આપણે પશ્ચિમના સામ્રાજ્યવાદી દેશોના હિંસક યુદ્ધોના પંથે જવું જોઈએ. એ બે વચ્ચેની પસંદગી આપણે કરી લેવી જોઈએ. ગૃહઉદ્યોગોને કેટલે અંશે સ્થાન છે અને તેને કેવું મહત્ત્વ આપવું જોઈએ તેનો જવાબ આપણને તેમાંથી મળી રહેશે.

આ પ્રશ્નનો વિચાર મુખ્યત્વે કરીને એ રીતે કરવો જોઈએ કે, આખી પ્રજાને કામ શી રીતે મળે. બીજાને લૂંટયા વગર, ચૂસ્યા વગર પ્રમાણિકપણે બધાં માણસો કેવી રીતે જીવી શકે. થોડાં માણસોને કામ આપીને બાકીનાં લાખો બેકારોને ઘેર બેઠાં સરકારે દાન કરી ખાવા આપવું, અને પોતાનો માલ ખપાવવાને લાખોનાં લોહી રેડવાં, એ

માનવતાનો કે સર્વોદયનો રસ્તો નથી. એ માનવ કલ્યાણની રીત નથી. એટલે એ વિચારસરણીને બદલીને નવી રીતે વિચાર કરવાની જરૂર છે. આપણે નવી દૃષ્ટિ ધ્યાનમાં રાખીને નવી રીતે વિચાર કરવાની ટેવ પાડવી જોઈશે. દુનિયા આખી કદાચ તેમ ન કરે તોય આપણે તો કરવું જ જોઈશે. આપણે જાણવું જોઈએ કે, આપણા દેશમાં કરોડોને કામ આપવા ખેતી અને ગૃહઉદ્યોગો અનિવાર્ય છે. આ હરીફાઈના જમાનામાં ગૃહઉદ્યોગોને આગળ ધપાવવા સ્વદેશીવૃત્તિ ખીલવવાની ખાસ જરૂર છે. સસ્તું એ જ સારું એ ધોરણે ગ્રામોદ્યોગો ન ટકી શકે. તેથી સામાજિક ધર્મ સમજનાર દરેક વ્યક્તિની ફરજ છે કે, સમાજના દરેક માણસને કામ મેળવી આપવામાં પોતે મદદ કરે. આ રીતે દરેક જણ સમજપૂર્વક પોતાનો જીવનવ્યવહાર ચલાવે તો ગૃહઉદ્યોગો દ્વારા ઘણાં માણસોને કામ આપી શકાય. વિશેષમાં તેને સહકારના ધોરણે સહકારી મંડળીઓ દ્વારા ખીલવવાનો પ્રયત્ન થાય તો હરીફાઈ સામે ટકવાનું વિશેષ બળ મળે.* સહકાર પ્રવૃત્તિ એ ખેડૂતોની કેટલીક અગવડો દૂર કરવામાં પણ મદદગાર થઈ શકે. તે પ્રવૃત્તિ કેવી જાતની છે, હાલ દેશમાં કેમ ચાલે છે, તેના પ્રચાર માટે કેટલો અવકાશ છે અને તેનો પ્રચાર કેવી રીતે થવો જોઈએ, તે હવે જોઈશું.

* ૧૯૪૪માં અ. ભા. ચરખા સંઘે ખાદીકામને વિકેન્દ્રિત કરવાનું અને તેને સહકારી ધોરણે ચલાવવાનું વિચાર્યું છે, તે યોગ્ય દિશામાં પગલું મંડાયું છે.

૮

# સહકાર પ્રવૃત્તિ

ઘણાં કામો ભેગા મળીને કરવા પૂરતો સહકાર તો સમાજના બંધારણમાં જ છે. આપણી સંયુક્ત કુટુંબવ્યવસ્થા, જ્ઞાતિવ્યવસ્થા અને ગ્રામવ્યવસ્થા સહકારના તત્ત્વ ઉપર રચાયેલી છે. પરંતુ જેને અર્થશાસ્ત્રમાં સહકાર પ્રવૃત્તિ કહેવામાં આવે છે, તે પ્રવૃત્તિ એ આર્થિક સહકાર સાધવાને અંગેની વિશિષ્ટ જાતની છે. તેના તત્ત્વમાં ફેર નથી, પરંતુ તેનું કામ અમુક ખાસ રીતે ચાલે છે. તે પ્રવૃત્તિ નાના ખેડૂતો અને કારીગરોને મદદ કરવા માટે યોજાયેલી છે. ખેડૂતો અને કારીગરો પોતાની શાખ ઉપર સસ્તા વ્યાજે નાણાં ન મેળવી શકે, તેમ એકલા ખરીદી ને વેચાણ બરાબર કરી ન શકે. તેઓ ભેગા થઈને મંડળી સ્થાપે અને સંયુક્ત સંઘબળથી કામ કરે તો, એકલા રહ્યે ન મેળવી શકે તેવી પરસ્પર મદદ ને હૂંફ તેઓ મેળવી શકે. આ દૃષ્ટિએ સહકાર પ્રવૃત્તિનું કામ ચાલે છે; એ તેનો મૂલમંત્ર છે.

સહકારી મંડળીઓની પ્રથમ શરૂઆત જર્મનીમાં ૧૮૪૮માં થઈ. સહકારી ભંડારોની પ્રવૃત્તિ પ્રથમ ઇંગ્લંડમાં ૧૮૪૦માં થઈ. હિંદમાં તેના પ્રથમ ભણકારા મદ્રાસ ઇલાકામાં ૧૮૯૭માં સંભળાયા. નિકલ્સન નામના એક અંગ્રેજ અમલદારે હિંદમાં જર્મનીના જેવી સહકારી મંડળીઓ શરૂ કરવા જોરપૂર્વક ભલામણ કરી. પરંતુ તેનો અવાજ સંભળાયો નહિ અને રિપોર્ટ અભરાઈએ ચઢ્યો. પછી લૉર્ડ કર્ઝને તેને પુનર્જીવન આપ્યું અને ૧૯૦૪માં પહેલવહેલો સહકારી મંડળીઓનો કાયદો થયો. તે અનુસાર હિંદના જુદા જુદા ભાગોમાં મંડળીઓ સ્થપાઈ. અનુભવે તે કાયદામાં જે મુશ્કેલીઓ લાગી તે લક્ષમાં લઈને તેને સુધારવામાં આવ્યો અને ૧૯૧૨માં નવો કાયદો થયો. ૧૯૧૯ના સુધારા પછી સહકાર પ્રવૃત્તિનું ખાતું પ્રાંતોમાં લોકોના પ્રધાનોને

સોંપાયું, ત્યાર બાદ કેટલાક પ્રાંતોએ પોતાને માટે જુદા કાયદા કર્યા. તે મુજબ મુંબઈ ઇલાકા માટે ૧૯૨૫માં અલગ કાયદો થયો છે. મદ્રાસ અને બિહાર–ઓરિસ્સા પ્રાંતોમાં પણ જુદા સહકારી કાયદા થયા છે. આ તેનો ટૂંકમાં ઇતિહાસ છે.

આ રીતે આખા હિંદમાં સ્થપાયેલી સહકારી મંડળીઓનું પ્રમાણ ૧૯૩૯–૪૦માં નીચે મુજબ હતું:—

| | अखिल हिंद | मुंबई |
|---|---|---|
| મંડળીઓ | ૧,૩૬,૮૭૯ | ૫,૨૮૯ |
| ૧ લાખ માણસે મંડળીઓ | ૪૨.૩ | ૨૬.૪ |
| સભ્યો | ૬,૦૮૧,૫૭૦ | ૬,૧૨,૫૪૩ |
| ૧ હજારની વસ્તીએ સભ્યો | ૧૮.૮ | ૩૦.૬ |
| મૂડી | ૧,૦૭,૦૯,૮૯,૦૦૦ | ૧૬,૦૭,૪૬,૦૦૦ |
| વસ્તીના માથા દીઠ મૂડી | રૂ. ૩–૫–૦ | રૂ. ૮–૧–૦ |

**મંડળીઓના પ્રકાર**

| | | टका |
|---|---|---|
| ખેડૂતોની મંડળીઓ | ૧૧૮,૯૮૮ | ૮૭.૦ |
| બિન ,, ,, | ૧૬,૭૬૦ | ૧૨.૩ |
| મધ્યસ્થ અને નિરીક્ષણ મંડળીઓ | ૧,૧૩૧ | ૦.૭ |
| | ૧,૩૬,૮૭૯ | ૧૦૦.૦ |

ખેડૂતોની મંડળીઓમાં ૧૦૧,૪૦૧ મંડળીઓ તો ખેડૂતોને ધીરધાર કરનારી છે. એટલે કુલ મંડળીઓમાંથી ૮૫ ટકા મંડળીઓ ફક્ત ખેડૂતોમાં ધીરધાર કરવાનું કામ કરે છે. માલની ખરીદ, વેચાણ કે ઉત્પત્તિનું કામ કરનારી મંડળીઓ બહુ ઓછી છે. તેમ જ બિનખેડૂતોની મંડળીઓ પણ ખૂબ ઓછી છે. આ રીતે ધીરધાર કરનારી મંડળીઓ વિશેષ પ્રમાણમાં સ્થપાઈ છે, તેમનું કામ બરાબર ચાલતું હોય તો ખેડૂતોને ઘણો લાભ થાય, પરંતુ તેમનું કામ બરાબર ચાલતું નથી. જ્યાં મંડળીઓ સ્થપાઈ છે, ત્યાં પણ ખેડૂત શાહુકારના પંજામાંથી છૂટ્યો નથી, અને સહકારી મંડળી જ્યાં થઈ છે, ત્યાં વ્યાજનો દર ઊલટો વધ્યો છે; ખેડૂતનું દેવું ઊભું રહ્યું છે; શાહુકારની ગરજ મટી

નથી; વ્યાજનો દર ઓછો થયો નથી, અને પાકના ભાવ બરાબર ઊપજતા નથી. આ પ્રમાણે સહકારી મંડળીઓની અસર ધાર્યા પ્રમાણે થઈ નથી. છતાંય તે પ્રવૃત્તિમાં રહેલો સિદ્ધાંત બરાબર છે અને હિંદમાં તેનો પ્રચાર કરવા જેવો છે. ખેડૂતોને મદદ કરવા માટે અને નાના કારીગરોને ટકાવવા માટે તે પ્રવૃત્તિ ઘણી ઉપયોગી છે. તેની કાર્યવાહીમાં રહેલા દોષો દૂર કરીને તેને નવેસર રચવામાં આવે અને સેવાભાવી માણસો તેનું સંચાલન કરે, તો તે દ્વારા ઘણું ઉપયોગી કામ થઈ શકે. તે પ્રવૃત્તિમાં શાહુકારોને પણ રસ લેતા કરી શકાય. એવી મંડળીઓ સંગઠિત રીતે કામ કરે અને સારા પાયા પર ચાલે તો એકલવાયો ખેડૂત અને કારીગર, જે બહારની મદદ મેળવી શકતો નથી કે નવું કંઈ કરી શકતો નથી, તે કરવાને શક્તિમાન થાય.

આ મંડળીઓના મુખ્ય બે ભાગ પડે છે: (૧) ગામડાંની (૨) શહેરોની. બીજી રીતે વિભાગ પાડીએ તો, (૧) ખેડૂતોની (૨) બિન-ખેડૂતોની એટલે કારીગરોની.

ગામડાંની અથવા ખેડૂતોની મંડળીઓનાં વિશિષ્ટ લક્ષણ એ હોય છે કે, કામ કરવા માટે અમુક ગામડું નક્કી કરવામાં આવે છે, એટલે કે તેનું કાર્યક્ષેત્ર મર્યાદિત હોય છે. સભ્ય થવા માટે સામાન્ય રીતે શૅર કાઢવામાં આવતા નથી અને કાઢવામાં આવે તો બહુ નાની રકમના હોય છે, જેથી ગરીબો પણ તેમાં જોડાઈ શકે. મંડળીનાં નાણાંની જવાબદારી બધાની ભેગી ગણાય છે, એટલે કે પોતપોતાના શૅર પૂરતી નહિ, પરંતુ મંડળીના કુલ દેવા માટે દરેક સભ્યની જવાબદારી ગણાય. આથી અરસપરસ દેખરેખ રાખવાની જવાબદારી આપોઆપ આવી જાય છે. જે પૈસા ધીરવામાં આવે તે ખેતી-ઉપયોગી કામો માટે જ ધીરવામાં આવે છે અને સભ્ય સિવાયના બહારના ખેડૂતોને ધીરવામાં આવતા નથી. ધીરેલા પૈસા વ્યાજ સાથે હપતાથી ભરવાની સગવડ આપવામાં આવે છે. શૅર કાઢ્યા હોય તો તેનો નફો વહેંચવા ઉપર ખાસ ભાર મૂકવામાં આવતો નથી, પરંતુ અનામત ફંડ ભેગું કરવાનો આગ્રહ કરવામાં આવે છે. મંડળીના અનામત ફંડમાંથી કેટલાંક નાણાંનો ઉપયોગ સાર્વજનિક કામ માટે કરવામાં આવે છે. મંડળીનું કામ પગારદાર

માણસો મારફત નહિ, પરંતુ અરસપરસ સહકારથી અંદર અંદર વહેંચીને કરી લેવામાં આવે છે. ગામડાંની ખેડૂતમંડળીની આ વિશેષતાઓ છે. આ મંડળીઓનું ધોરણ જર્મનીનાં 'રિફ્સીન' (Raiffeisen) મંડળોને આધારે રચાયેલું છે.

શહેરોની અગર કારીગરોની સહકારી મંડળીઓ જર્મનીનાં ડેલીઝ (Delitzsch) મંડળોને આધારે રચાયેલી છે. તેની રચના શહેરના વાતાવરણને અનુકૂળ હોય છે. તેમાં સભ્યો શૅરથી નોંધવામાં આવે છે અને નફો થાય તે વહેંચવામાં આવે છે. સભ્યોની જવાબદારી પોતાના શૅર પૂરતી જ ગણાય છે. તે સિવાયનું ધોરણ 'રિફ્સીન' મંડળોને લગભગ મળતું છે.

બન્ને પ્રકારનાં મંડળોની ઉપર પ્રમાણે ખાસ વિશેષતાઓ છે. પણ તેમાં એવું કોઈ તત્ત્વ નથી જે અનુકૂળતા વિચારી તે પ્રમાણે ફેરવી ન શકાય. મુખ્યત્વે ધ્યાનમાં રાખવાનું એ છે કે, જ્યાં અરસપરસ દેખરેખ રાખવાની જરૂર હોય અને શકયતા હોય ત્યાં 'રિફ્સીન' મંડળો ચાલે અને જ્યાં એવી જરૂરિયાત અને શકયતા ન હોય ત્યાં 'ડેલીઝ' મંડળો ચાલે. જ્યાં જેવી સ્થિતિ હોય ત્યાં તે પ્રકારનું ધોરણ રાખવું જોઈએ.

આવી મંડળીઓ માટે, અગાઉ જણાવ્યા પ્રમાણે, સરકારે કાયદો કર્યો છે અને તેનો પ્રચાર થાય તે માટે નાણાંની, માણસોની અને બીજી મદદ આપવાની વ્યવસ્થા કરી છે. છતાં સરકારની તગાવીની માફક આવી મંડળીઓ દ્વારા ખેડૂતોનું ખાસ ભલું થઈ શકયું નથી. તેનાં અનેક કારણો છે. સરકારી માણસો મોટે ભાગે પગારને માટે કામ કરતા હોય છે; તેમને ગમે તે ખાતામાં મૂકે ત્યાં તેઓ કામ કરવા તૈયાર હોય છે; આ ખાતામાં રહીને ખાસ વિશેષ કામ કરવાની તેમની દૃષ્ટિ હોતી નથી; મોટા ભાગના નોકરો પોતાની નોકરી સલામત રહે અને પગાર મળ્યા કરે એ દૃષ્ટિથી કામ કરતા હોય છે, જ્યારે આવી પ્રવૃત્તિમાં તો મિશનરી વૃત્તિવાળા માણસો પડે તો જ તે ખીલે અને પ્રગતિ થાય; ખાલી પગારદાર માણસો દ્વારા આવાં કામ સિદ્ધ થઈ શકે નહિ. એક વખત પ્રજા પોતાની મેળે તે પ્રવૃત્તિ ઉપાડી લે ને જમાવે પછી

પગારદાર માણસોને તે સોંપાય તો ચાલે; પરંતુ શરૂઆતમાં તેની જડ ઘાલવા માટે સેવાભાવી માણસોએ તેમાં પડવું જોઈએ.

ઉપરાંત મંડળીઓનાં ધારાધોરણો અને પ્રણાલિકા ખેડૂતોને અનુકૂળ હોવાં જોઈએ. શાહુકારની પેઠે પૈસા આપવા લેવાની સગવડ મંડળી આપતી નથી; એકીસાથે રકમ લઈને જરૂર પ્રમાણે વાપરવાનું ખેડૂતોને આવડતું નથી; મુદતસર હપતા ભરવાની તેને ટેવ નથી; ખરાબ વરસમાં પણ હપતા ભરવામાંથી મળવી જોઈતી જરૂરી રાહત જડ સરકારી તંત્રમાં ઘણી વખત મળતી નથી. એટલે ખેડૂતને સહકારી મંડળી ફાવતી નથી અને તેને શાહુકારની ગરજ ઊભી જ રહે છે. કેટલીક વખત મંડળીનો હપતો શાહુકાર પાસેથી ભારે વ્યાજે પૈસા લાવીને ખેડૂત ભરે છે.

આવાં વિવિધ કારણોને લીધે, સહકારી મંડળીઓનો આપણા દેશમાં જે રીતે અને જેવો પ્રચાર થવો જોઈએ તેવો થયો નથી. પરંતુ એટલું નક્કી છે કે, અત્યાર સુધીમાં ભલે તેનો પ્રચાર યોગ્ય રીતે ન થયો હોય, પણ સ્વતંત્ર ભારતમાં એ પ્રવૃત્તિને મહત્ત્વનું સ્થાન રહેવાનું છે. ખેડૂતો અને કારીગરો, ખેતી અને ગૃહઉદ્યોગો બન્નેને માટે તે પ્રવૃત્તિ લાભકારી છે. એટલે આપણી પરિસ્થિતિ અનુસાર તેને ગોઠવીને આપણા આર્થિક જીવનમાં તેને વણી લેવી જોઈએ; તેનો સર્વતોમુખી વિકાસ થવો જોઈએ; તે દ્વારા ખેડૂતના સમસ્ત જીવનને સ્પર્શ કરવો જોઈએ. એકલા ધીરધારના ક્ષેત્રમાં નહિ, પરંતુ ખરીદ, વેચાણ અને ઔદ્યોગિક સંશોધનના કામ માટે પણ તેવી મંડળીઓ સ્થાપવી જોઈએ. વેપાર પણ તેવી મંડળીઓ કરી શકે. ડેન્માર્કમાં દૂધનો ધંધો તે મંડળીઓ મારફતે થાય છે, તેમ જ તેમના મંડળ મારફત પરદેશ સાથેનો વેપાર પણ ચાલે છે.

## જમીનગીરો બેંકો

ઉપર જણાવ્યા પ્રમાણે સહકારી પ્રવૃત્તિનો વિકાસ થાય એ ઇષ્ટ અને જરૂરી છે, છતાં પણ કેટલાંક કામ સહકારી મંડળીઓ મારફત નહિ થઈ શકે. જેમ કે, રેલવે કે સ્ટીમરો સહકારી મંડળીઓ

નહિ ચલાવી શકે. એવાં મોટાં કામ સહકારી પ્રવૃત્તિના ક્ષેત્રની બહાર ગણવાં જોઈએ. તેને માટે જુદી વ્યવસ્થા કરવી જોઈએ.

ગામડાંમાં શાહુકારોની જરૂર પણ રહેવાની. તેમના ઉપર અંકુશ મૂકીને તેમનું કામ વ્યવસ્થિત અને નિયંત્રિત કરવું જોઈશે. હાલના સંજોગોમાં સહકારી મંડળીઓ શાહુકારને નાબૂદ નહિ કરી શકે.

વિશેષમાં દેવું નાબૂદ કરવા માટે જુદી જાતની સંસ્થાઓ કાઢવી જોઈશે. ગામડાંની 'રિફ્સીન' મંડળીઓ તે કામ કરી શકતી નથી. ટૂંકી મુદ્દતની ધીરધાર અને લાંબી મુદ્દતની ધીરધાર એ બે સ્વતંત્ર વસ્તુ છે. તે કામ એક જ પ્રકારની મંડળી નહિ કરી શકે. તેને માટે જુદી જાતનાં ધારાધોરણો અને બંધારણવાળી મંડળીઓની જરૂર છે. આ દૃષ્ટિએ ખેડૂતોની જમીન ઉપર લાંબી મુદ્દત માટે ધીરધાર કરનારી જુદી ખાસ સહકારી બેંકો કેટલેક ઠેકાણે શરૂ કરવામાં આવી છે. મુંબઈ ઇલાકામાં એવી ૧૭ બેંકો છે. તેની પહેલી શરૂઆત ૧૯૨૬માં ભરૂચ અને ધારવાડમાં કરવામાં આવી હતી. આ બેંકો ખેડૂતોને પોતાનું દેવું ચૂકવી દેવા માટે, તેમની જમીન ઉપર જમીનની કિંમતથી અડધી રકમ સુધી વધુમાં વધુ દસ હજારની રકમ, વધુમાં વધુ ૨૦ વરસ માટે ધીરે છે. સરકાર આવી બેંકોને સહકારી મંડળીઓની માફક સ્ટૅમ્પ-ખર્ચ, દસ્તાવેજ રજિસ્ટર કરવાનું ખર્ચ, બેંકની આવક ઉપર આવકવેરો, વગેરેમાં રાહત આપે છે. જેમની પાસે થોડી ઘણી પણ જમીન હોય તેમને પોતાનું દેવું ચૂકવવામાં આ બેંકો મદદ કરી શકે છે. પરંતુ જેમની પાસે પોતાની જમીન નથી અથવા તો જ્યાં જમીનદારી પદ્ધતિ છે અને જમીનના ખેડનાર અને માલિક જુદા છે, ત્યાં દેવું ચૂકવવા માટે આ બેંકો મદદ નહિ કરી શકે. એટલે એવા ખેડૂતો કે મજૂરોનાં દેવાંનો પ્રશ્ન ઊભો રહે છે. સમૂહ શાખ વધારીને પરસ્પર બાંયધરીને ધોરણે એવાઓને પણ મદદ કરવાનું રાખવું જોઈએ અને સાધનવિહીન લોકોને દેવામાંથી મુક્ત કરવાના માર્ગમાં નડતાં વિઘ્નો દૂર કરવાં જોઈએ. જમીનના માલિકોને દેવામાંથી મુક્ત કરવાની જરૂર છે, તેટલી જ જરૂર પ્રામાણિકપણે મજૂરી કરી ખાનારને માટે પણ છે. તેને માટે કાયદાથી અને બીજી રીતે શક્ય હોય તેવા ઉપાયો અજમાવવા જોઈએ. કાયદાની

સાથે સહકારી શાખનો તે કામમાં ઉપયોગ કરવાથી કામ સરળ થાય તેમ છે.

આ સંબંધમાં એક બાબત ધ્યાનમાં રાખવાની જરૂર છે. કેટલાક બધું દેવું એકે સપાટે નાબૂદ કરવાની હિમાયત કરે છે. એ સાચું છે કે, કેટલાક લોકોના માથા પર દેવાનો અને વ્યાજનો બોજો એટલો બધો છે કે, તેમને દેવામાંથી મુક્તિ આપ્યા વગર તેઓ ઊંચા જ આવી શકે તેમ નથી. પરંતુ એકંદરે જોતાં એમ કરવાથી છેવટે ખેડૂતો અને મજૂરોની જ હાડમારી વધશે. જેમના આજે તેઓ દેવાદાર છે, તેમની પાસે જ ભવિષ્યમાં કંઈક લેવા તેમને જવું પડશે. સહકારી મંડળીઓ આખા દેશમાં એ કામ નહિ કરી શકે તે અગાઉ કહેલું છે. સરકાર પણ સ્વતંત્ર રીતે એ કામ નહિ કરી શકે. એટલે પ્રામાણિક શાહુકારો દ્વારા એ જરૂરિયાતને પહોંચી વળવું જોઈશે. તેમને પણ ભવિષ્યની અર્થરચનામાં સ્થાન આપવું જોઈશે. જો સ્થિતિ આમ છે, તો શાહુકારો અને ખેડૂતોનો સંબંધ તૂટી જાય એવાં પગલાં લેવાં એ ઇષ્ટ નથી. તેનો સમજપૂર્વક નિકાલ કરવો જોઈએ, જેથી ખેડૂતો ઉપરનો બોજો ઓછો થાય અને ધીરધારના વ્યવહારનું તંત્ર ખોટકી ન પડે. આ રીતે શાહુકારો, સહકારી મંડળીઓ, ગીરો-બેંકો અને સરકાર, એ વિવિધ તારોનો એકમેળ કરીને કુશળ સંગીતશાસ્ત્રીની માફક તેમાંથી મધુરો અવાજ કાઢવો જોઈએ. તેમાં જ અર્થરચના કરવાની કુશળતાની કસોટી રહેલી છે.

૯

# મોટા ઉદ્યોગો

હિંદમાં ખેતીનો ધંધો મોટામાં મોટો છે. આગળ જણાવ્યા પ્રમાણે ૭૩ ટકા લોકોનો (ખરી રીતે તેથી પણ વધુ લોકોનો) તેની ઉપર આધાર છે. બીજા ધંધાઓ દેશમાં ચાલે છે, પરંતુ તેમનું પ્રમાણ ઓછું છે અને તેમાંના ઘણા પરદેશીઓના હાથમાં છે. એટલે તે ધંધાઓ હિંદની સંપત્તિ વધારવા કરતાં દેશનું ધન પરદેશ ઘસડી જવામાં અને હિંદની આર્થિક ગુલામી ટકાવી રાખવામાં વધુ કારણભૂત થાય છે. આથી હાલ તો ખેતી એ આખા દેશનો એક મહાન ઉદ્યોગ છે. ભવિષ્યમાં આપણે ત્યાં બીજા ઉદ્યોગો ખીલે ત્યાર પછી પણ મોટા ભાગની વસ્તીનો ખેતી ઉપર આધાર રહેશે એ દેખીતું છે. ત્યારે હાલના કરતાં ખેતી ઉપર આધાર રાખનાર લોકોનું પ્રમાણ ઓછું હશે, પરંતુ ખેતી ઉપર નિભાવ કરનારાની સંખ્યા તો ઘણી મોટી રહેવાની. આ રીતે ખેતીના ધંધાનું આપણા દેશમાં કાયમી મહત્ત્વ છે.

અને તેની તોલે આવે એવો વ્યાપક ને મોટો બીજો કોઈ ધંધો કહેવો હોય તો તે, ગાંધીજીની પ્રજાકીય અર્થશાસ્ત્રની દૃષ્ટિનો ખાદી-ગ્રામોદ્યોગનો ધંધો કહી શકાય. ખરું જોતાં, અન્ન, વસ્ત્ર, અને કેટલીક પરચૂરણ વપરાશની ચીજો, કે જે આજના સામાન્ય ગ્રામવાસી હિંદીને પૂરતી થાય, તે બધી આ ધંધામાં આવી જાય છે. એ દૃષ્ટિએ ખેતી અને ખાદી-ગ્રામોદ્યોગ એ બે હિંદના વિશાળ ગ્રામપ્રદેશ જેવા જ વિશાળ અને મોટા તથા પાયારૂપ ધંધા થયા. ખરું જોતાં, તેમની આસપાસ આપણી ભવિષ્યની ઉદ્યોગ-સૃષ્ટિ આખીય રચાવી જોઈએ. પરંતુ ચાલુ અર્થવ્યવસ્થાના વિચાર ઉપર યુરોપની શહેર-પ્રધાન ને સામ્રાજ્યવાદી દૃષ્ટિનું બહુ જોર છે. તેથી હિંદના અર્થશાસ્ત્રમાં પણ જંગી કારખાનાવાળા ને કેન્દ્રિત એવા યંત્રોદ્યોગોને 'મોટા કે પાયાના' ઉદ્યોગ કહેવાય છે. પરંતુ તે બધા, ઉપર આપણે જોયા તે મોટા બે ઉદ્યોગ-પ્રકારોની સરખામણીમાં, ઉપ-ઉદ્યોગો ગણાય. અત્યાર સુધીનાં પ્રકરણોમાં આપણે

એ બે પાયાના મહાન ધંધાની જુદી જુદી બાજુનો વિચાર કર્યો. હવે મોટા કહેવાતા ને જથાબંધ માલ થાય એ ઢબે સંગઠિત કરાતા, એવા ઉદ્યોગો અને વેપાર વગેરેની સ્થિતિ વિષે વિચાર કરીશું. તેમાં કેટલા જણને રોજી મળે છે તે પ્રથમ જોઈએ.

હિંદમાં નાના મોટા ઉદ્યોગોમાં કુલ ૧,૫૭,૦૭,૦૦૦ માણસો કામ કરે છે. એટલે કુલ વસ્તીના ૪.૪ માણસો તેમાં રોકાયા છે. આ તો કુલ વસ્તી સાથેનું પ્રમાણ થયું. આખી વસ્તીમાંથી બધાં માણસો કામ કરી શકતાં નથી. ભણતાં છોકરાંઓ પણ કામ કરી શકતાં નથી. તે બધાં બાદ કરતાં, બાકીની વસ્તીમાંથી ૩૫.૫૨ ટકા માણસો કામ કરી શકે તેવાં છે. તેમાંથી ૧૦.૪ ટકા ખેતી સિવાયના બીજા નાના મોટા ઉદ્યોગોમાં રોકાયેલાં છે. તે પ્રમાણ બીજા દેશોના પ્રમાણમાં કેટલું ઓછું છે તે આગળ બતાવેલું છે.

ઉપર પ્રમાણે નાના મોટા ઉદ્યોગોમાં રોકાયેલાં લોકોમાંથી ફક્ત ૧૨ ટકા લોકો યંત્રોથી અને વરાળ-વીજળીની શક્તિ વડે કામ કરે છે. બાકીનાં પશુબળથી અથવા મનુષ્યબળથી કામ કરનારાં છે. આ રીતે મોટા ઉદ્યોગોમાં કામ કરનારનું પ્રમાણ ઘણું ઓછું છે.

મોટાં કારખાનાં, જેમાં ૧૦ કે ૨૦થી વધુ માણસો કામ કરતાં હોય, તેવાં કારખાનાંની સંખ્યા ૧૯૪૦માં ૧૧,૬૩૦ હતી અને તેમાં ૧૮,૪૪,૪૦૦ માણસો કામ કરતાં હતાં. આપણા દેશની વિશાળતાની દૃષ્ટિએ લગભગ ૧૮ લાખની આ સંખ્યા નજીવી છે. આખી વસ્તીનો પૂરો અડધો ટકો પણ ન થયો! ઇંગ્લાંડ આખી દુનિયાની સાથે હરીફાઈ કરે છે, છતાં ત્યાં પણ આસરે ૯૦ લાખ માણસો જ ઉદ્યોગોમાં રોકાયેલાં છે. બીજા મોટા દેશોમાં નાના મોટા ઉદ્યોગોમાં નીચે પ્રમાણે લોકો રોકાયેલાં છે:—

| | | |
|---|---|---|
| અમેરિકાનાં સં. સંસ્થાનો | ૧૫૫ | લાખ |
| કેનેડા | ૧૦ | ,, |
| જર્મની | ૧૩૨ | ,, |
| ફ્રાન્સ | ૭૧ | ,, |
| જાપાન | ૫૭ | ,, |
| કુલ | ૪૨૫ | ,, |

એટલે હિંદને બાદ કરતાં ઉપરના બધા દેશોમાં થઈને કુલ આશરે પાંચ કરોડ માણસો નાના મોટા ઉદ્યોગોમાં કામ કરે છે. આ પાંચ કરોડ લોકો જ આજે દુનિયામાં ઢગલાબંધ માલ પેદા કરે છે અને જંગી યુદ્ધો જગવે તેવી જીવલેણ હરીફાઈ જગાવે છે એમ કહેવાય, કારણ કે આંતરરાષ્ટ્રીય હરીફાઈમાં તે સિવાયના દેશોનું એટલું મહત્ત્વ નથી. આ ઉપરથી આપણે વિચાર એ કરવાનો છે કે, જો આ પાંચ કરોડને કારખાનાંમાં રોકીને વરાળ, વીજળી અને તેલથી ચાલતાં યંત્રની મદદથી કામ લેવાથી વિશ્વયુદ્ધો થાય છે, તો હિંદનાં કરોડો બેકારો માટે જો તેવાં વધુ કારખાનાં ઊભાં કરીએ, તો તેનો માલ વેચવા આપણે કઈ દુનિયામાં જઈશું ? પછી આ પંચખંડી પૃથ્વી તો આપણો માલ ખપાવવા માટે નાની પડવાની ! અને દેશમાં લોકોની જરૂરિયાત પૂરી પાડવા માટે તો એટલાં બધાં કારખાનાંની જરૂર શી ? થોડાં કારખાનાં ચાલે તો બસ થાય. ત્યારે બાકીનાં કરે શું ? યંત્રોદ્યોગવાદે ઊભો કરેલો આ મહાન કોયડો છે. આપણી ભવિષ્યની અર્થરચના વિચારતાં આ પ્રશ્નનો બરાબર વિચાર કરી લેવો જોઈશે. આ વિષે એટલાથી વધુ ચર્ચામાં અહીં ઊતરવાની જરૂર નથી.

આપણે ત્યાં લગભગ ૧૧૦૦૦ કારખાનાં છે તેનું ઉદ્યોગવાર વર્ગીકરણ નીચે મુજબ છે :—

| ઉદ્યોગ | કુલ કારખાનાંના ટકા | |
|---|---|---|
| કાપડ, શણ, રેશમ, ઊનની મિલો | ૭.૦ | ,, |
| વહાણ, વીજળી, રેલવેનાં કારખાનાં | ૯.૦ | ,, |
| લોઢું, પોલાદ, ટાઈપ પાડવાનાં કારખાનાં | ૧ ૫ | ,, |
| આટો, ચોખા, ખાંડ, ચા અને તંબાકુનાં કારખાનાં | ૩૨ ૦ | ,, |
| રંગાટી, રસાયણો, દીવાસળી અને તેલની મિલો | ૫.૦ | ,, |
| કાગળની મિલો, છાપખાનાં | ૪ ૫ | ,, |
| કાચ, નળિયાં અને લાકડકામનાં કારખાનાં | ૫.૦ | ,, |
| ચામડાનાં કારખાનાં | ૧ ૦ | ,, |
| કપાસનાં જિનપ્રેસો | ૩૨ ૫ | ,, |
| પરચૂરણ | ૨.૫ | ,, |
| | ૧૦૦–૦ | |

આ ઉપરથી જણાશે કે, લગભગ ત્રીજા ભાગનાં કારખાનાં કપાસનાં જિનો અને પ્રેસો છે. બીજા ત્રીજા ભાગમાં દળવાના અને ચોખા ખાંડવાના સંચા અને તંબાકુનાં કારખાનાં આવે છે. તે વિભાગમાં ખાંડના કારખાનાંનો સમાવેશ કરવામાં આવ્યો છે. પણ તેનું પ્રમાણ ૩૨ ટકામાં માંડ ૧. ટકો છે. તે બંને મળીને ૨/૩ ભાગનાં કારખાનાં થયાં. તે બાદ કરતાં બાકીના ત્રીજા ભાગમાં કાપડ, શણ, કાગળ, લોઢું, વીજળી વગેરેનાં કારખાનાં આવે. રેલવેનાં કારખાનાંનો પણ તેમાં સમાવેશ થાય. આ બતાવે છે કે, કુલ કારખાનાંમાંથી પણ મોટા ઉદ્યોગો ગણાવી શકાય તેવાં કારખાનાં બહુ ઓછાં છે. પરિણામે અનાજ પાણી સિવાયની વાપરવાની લગભગ બધી વસ્તુઓ પરદેશથી આવે છે, અથવા તો પરદેશીઓ યુક્તિ પ્રયુક્તિથી ઘુસાડે છે એમ કહી શકાય.

કારખાનાંને અંગે એક બીજી બાબત પણ નોંધવા જેવી છે. ઉપર જણાવેલાં લગભગ ૧૧૦૦૦ કારખાનાંમાંથી અડધાંથી પણ ઓછાં (૪૬ ટકા) કારખાનાં જ આખું વરસ ચાલે છે. બાકીનાં ૫૪ ટકા કપાસનાં (જિનપ્રેસો જેવાં) મોસમી કારખાનાં છે. એટલે કારખાનાંની સંખ્યાના પ્રમાણમાં માણસોને કામ મળતું નથી.

વળી ચા, શણ, ઊન, કાગળ. દીવાસળી વગેરેનાં કારખાનાં મુખ્યત્વે પરદેશીઓના હાથમાં છે. તેમાં પરદેશી મૂડી રોકાયેલી છે અને પરદેશીઓ તેની વ્યવસ્થા કરે છે. એટલે જે નફો મળે છે તે પરદેશ ઘસડાઈ જાય છે. એ રીતે ઉદ્યોગોના નફારૂપે દર વરસે લગભગ પચાસ કરોડ રૂપિયા પરદેશ સિધાવે છે, એવી ગણતરી કરવામાં આવી છે. આ ઉદ્યોગોમાં એકલો કાપડનો ઉદ્યોગ મોટે ભાગે હિંદીઓના હાથમાં છે, અને જિન પ્રેસો ઘણાંખરાં આપણા હાથમાં છે. તે સિવાયના મોટા ઉદ્યોગોમાં હિંદી મૂડી અને વ્યવસ્થાનું પ્રમાણ ઘણું ઓછું છે.

બધા ધંધાઓમાં થઈ આશરે ૭૦૦ કરોડ રૂપિયા મૂડી રોકાયેલી છે. તેમાંથી ૪૦૦ કરોડ રૂપિયા પરદેશીઓના હશે એમ મનાય છે. એની ચોક્કસ ગણતરી કરવી મુશ્કેલ છે, પણ દેશની પરદેશની બધી મૂડી ગણતાં, આ દેશની વિશાળતાના પ્રમાણમાં, બહુ ઓછી મૂડી ઉદ્યોગોમાં રોકાયેલી છે. આપણા ૭૦૦ કરોડની સરખામણીમાં ગ્રેટ

બ્રિટનમાં ૧૦ ગણી વધારે (૭૦૦૦ કરોડ) મૂડી ઉદ્યોગોમાં રોકાયેલી છે અને અમેરિકામાં ગ્રેટ બ્રિટનથી લગભગ ત્રણ ગણી વધારે (૨૩૦૦૦ કરોડ) રોકાયેલી છે. એટલે હિંદથી ૩૦ ગણી વધારે થઈ. ત્યારે અમેરિકાનો વિસ્તાર હિંદથી ફક્ત બમણો અને વસ્તી તો હિંદથી ત્રીજા ભાગની છે. આ પ્રમાણે ઉદ્યોગોની સામાન્ય સ્થિતિ છે. હવે કેટલાક મહત્ત્વના મોટા ઉદ્યોગોનું દિગ્દર્શન કરીશું.

મોટા ઉદ્યોગોમાં સામાન્ય રીતે એવા ઉદ્યોગો ગણવામાં આવે કે જેમાં ખૂબ મૂડી અને મજૂરો રોકીને કોઈ મોખાને સ્થાને કારખાનું કાઢી, ભારે મોટાં યંત્રોથી મોટા પાયા પર પેદા કરવાનું કામ ચાલતું હોય. તેમની માલકી સામાન્ય રીતે મૂડીપતિઓની હોય છે. આવા ઉદ્યોગોને, આપણા નિરૂપણને માટે, નીચે પ્રમાણે બે મુખ્ય વિભાગમાં વહેંચી નાખીશું :

(૧) જેમાં બનતી વસ્તુઓ નાના પાયા પર અને મોટા પાયા પર બન્ને રીતે તૈયાર થતી હોય.

(૨) જેમાં બનતી વસ્તુઓ મોટા પાયા પર જ તૈયાર થતી હોય.

પહેલા પ્રકારના ઉદ્યોગો જે નાના પાયા પર ચાલી શકે છે, તેમનો રાષ્ટ્રીય સરકારની હૂંફ હેઠળ, ગૃહઉદ્યોગ તરીકે વ્યવસ્થિત વિકાસ કરવામાં આવે, તો લાખો બલ્કે કરોડો બેકારો અને અર્ધ–બેકારોને રોજી મળે અને દેશનું આર્થિક જીવન સુધારવામાં તે ઘણા મદદરૂપ થઈ પડે. બીજા પ્રકારના ઉદ્યોગો ગૃહઉદ્યોગ તરીકે ચલાવી શકાય તેમ લાગતું નથી.

આ બીજા પ્રકારના ઉદ્યોગોનો લાભ તેના ખાનગી માલિક એવા થોડાક મૂડીપતિઓને જ મળે છે, કે જે ખરું જોતાં આખા રાષ્ટ્રને મળવો જોઈએ. એટલે કે, તેમનું સંચાલન ખાનગી નફાખોરી કે લાભની દૃષ્ટિએ નહિ, પણ સમસ્ત પ્રજાને કિફાયત ભાવે ને ઉમદા માલ પૂરો પાડવાને અર્થે થવું જોઈએ. તેમાં કામ કરતા મજૂરોનું સુખ સમાધાન અવશ્ય સંભળાવું જોઈએ. તે ઉદ્યોગોનું સંગઠન આ સાધવાને હિસાબે થવું જોઈએ. તે કેવું હોય એ ચર્ચા અહીં અસ્થાને ગણાય.

હવે આપણે આ બે પ્રકારના ઉદ્યોગોમાંથી કેટલાક મુખ્ય ધ્યાન ખેંચે તેવા ઉપર નજર કરીશું.

## ૧

## કાપડ

કાપડનો ઉદ્યોગ અંગ્રેજી અમલ પહેલાં તો દેશમાં ચારે ખૂણે ધીકતો ચાલતો હતો, પરંતુ પરદેશી સરકારની અવળી નીતિને પરિણામે તે પડી ભાંગ્યો, તેની કલંક-કથા અહીં વર્ણવવાની જરૂર નથી. પહેલાં હિંદમાં જરૂરી બધું કાપડ તૈયાર થતું અને કેટલુંક પરદેશ પણ મોકલાતું. તેને બદલે આપણાં શરીર ઢાંકવા પરદેશી કાપડ આવવા લાગ્યું. પરદેશી કાપડ ઘુસાડવા માટે જાત જાતની તરકીબો થઈ. પહેલાં ઇંગ્લંડના માલને રક્ષણ આપવામાં આવ્યું અને પછી ખુલ્લા વેપારને નામે ત્યાંનો માલ છૂટથી હિંદમાં દાખલ કર્યો. પરિણામે ૧૮૦૧ થી ૧૯૦૦ સુધીની એક સદીમાં કાપડની આયાતમાં દોઢ લાખ ટકાનો વધારો થયો અને કુલ વપરાશના લગભગ ૭૫ ટકા કાપડ પરદેશથી આવવા લાગ્યું. હિંદમાં કાપડની મિલોની શરૂઆત થયા પછી આ આયાત ધીમે ધીમે ઓછી થઈ. પહેલવહેલી કાપડની મિલ કલકત્તામાં ૧૮૧૮ માં થઈ. મુંબઈમાં શરૂઆત ૧૮૫૪માં થઈ. ૧૮૭૭ પછી અમદાવાદ, નાગપુર, સોલાપુર જેવાં સ્થળોએ મિલો શરૂ થઈ. ત્યાર પછી ઝડપી વિકાસ થયો. ૧૯૩૪–૩૫ માં કુલ ૩૬૫ કાપડની મિલો હતી. તેમાંથી ૬૩ મુંબઈમાં અને ૭૪ અમદાવાદમાં હતી. ત્યાર પછી ૧૯૪૧ સુધીમાં પંદરેક મિલો વધી છે. ૩૯૦ મિલોમાં એકંદરે ૪,૬૦,૦૦૦ માણસો કામ કરતાં હતાં, ૧,૯૯,૦૦૦ સાળો હતી અને લગભગ ૯,૯૬૧ હજાર ત્રાકો હતી. તે વરસમાં આ મિલોએ ૪૪૭ કરોડ વાર કાપડ તૈયાર કર્યું હતું. તે જ વરસમાં હાથસાળો ઉપર ૧૬૫ કરોડ વાર કાપડ વણાયું હતું અને ૪૪ કરોડ વાર કાપડ (કિં. રૂ. ૧૪ કરોડ) પરદેશથી આવ્યું હતું.

આ આંકડાના પ્રમાણમાં તે વરસની લગભગ ૧ કરોડ વાર ખાદીની ઉત્પત્તિ નજીવી ગણાય. આપણી કાપડની કુલ વપરાશના .૧૭ ટકા થઈ. બીજી રીતે કહીએ તો ૭ સો વાર કાપડે ૧ વાર ખાદીની વપરાશ છે. ખાદી જો દેશવ્યાપી કરવી હોય અને દેશના ચારે ખૂણે ગૃહઉદ્યોગનો સંદેશો પહોંચાડવો હોય તો ખાદીને માટે હજુ ઘણી મજલ કાપવાની બાકી છે. પરદેશથી આવતા કાપડનો જ વિચાર કરીએ તોપણ

આજના કરતાં ૫૦ ગણી વધારે ખાદી પેદા કરવી જોઈએ. અને દેશનાં બધાં માણસોને સરેરાશ ૩૦ ચોરસ વાર કપડું મળે એવી સ્થિતિ પેદા કરવી હોય તો આજના કરતાં બમણું કાપડ મળવું જોઈએ. એટલે મિલો ને હાથસાળો ચાલે છે તેમ ચાલે તોપણ ૭ સો ગણી વધારે ખાદી પેદા કરવી જોઈએ. અને એમ થાય તો આજના ખાદીકામને હિસાબે પંદર કરોડ કાંતનાર અને એક કરોડ વણકરોને રોજી મળે. દેશની બેકારી અને અર્ધ બેકારી ટાળવા માટે આના કરતાં વધારે અર્થ-સાધક બીજું શું છે?

## શણ (પાટ)

કપાસ હિંદના ઘણાખરા ભાગમાં થાય છે, તેમ શણ થતું નથી. તે મોટે ભાગે બંગાળામાં થાય છે. આખી દુનિયામાં પણ ગ્રેટ બ્રિટનમાં ડંડી સિવાય બીજે થતું નથી. એટલે શણની પેદાશનો હિંદને લગભગ કુદરતી ઇજારો છે એમ કહી શકાય. પહેલાં ગ્રેટ બ્રિટનમાં જ તેનો માલ પેદા થતો. ૧૮૮૦ પછી બંગાળામાં તેની મિલો વધી ત્યાર પછી ગ્રેટ બ્રિટન એ ધંધામાં પાછળ પડી ગયું અને હવે ડંડી કરતાં બંગાળાની મિલોમાં પાંચ ગણું શણ વપરાય છે. બંગાળામાં જે શણ પાકે છે, તેમાંથી ત્રીજા ભાગનું કાચું પરદેશ ચઢે છે અને બાકીના બે ભાગનું બંગાળાની મિલોમાં વપરાય છે. એકંદરે હિંદ બહાર શણનો જેટલો માલ પેદા થાય છે, તે કરતાં બમણો માલ હિંદની મિલોમાં થાય છે. ૧૯૨૮–૨૯ માં લગભગ ૫૭ કરોડનો માલ પરદેશ ચઢ્યો હતો. ત્યાર પછી બધાય વેપારમાં મંદી આવી. પરિણામે ૧૯૩૪–૩૫માં ફક્ત રૂ. ૨૧¾ કરોડની નિકાસ થઈ હતી.

૧૯૩૯–૪૦માં શણની ૧૧૦ મિલો હતી. તેમાં ૬૮,૫૦૦ સાળો અને ૧૩,૬૯,૮૦૦ ત્રાંકો હતી, અને લગભગ ત્રણ લાખ મજૂરો કામ કરતા હતા. તે ધંધામાં કુલ લગભગ ૨૫ કરોડ રૂ. મૂડી રોકાયલી હતી. આમાંની લગભગ ૯૦ મિલો ચાલીસ માઇલના વિસ્તારમાં જ આવેલી છે, અને મોટે ભાગે પરદેશીઓના હાથમાં છે. એટલે જોકે આ માલનો હિંદને ઇજારો છે, છતાં તેનો નફો પરદેશ ઘસડાઈ જાય છે. પરદેશીઓ વ્યવસ્થા કરે છે, એટલે તેઓ વ્યાજ અને નફો ખાય છે. એટલું જ

નહિ, પરંતુ તેઓ જ મોટા પગારો ખાય છે. આપણા લોકોને મજૂરી મળે એટલું જ. એ ઉદ્યોગ હિંદમાં ન ચાલે તે કરતાં ચાલે તો આપણા લોકોને મજૂરી મળે એટલો જ લાભ છે; પણ સ્વાભાવિક રીતે જેટલો લાભ મળવો જોઈએ તેટલો તેમાંથી નથી મળતો.

શણની મિલો થવાથી ત્યાંનો પાટ-કામનો પહેલાંનો કાંતવા વણવાનો ગૃહઉદ્યોગ તો નાશ પામ્યો છે. પાટની બાબતમાં હાથકંતામણ કંઈક ટક્યું છે, પણ હાથવણાટ સમૂળગો નાશ પામ્યો છે. આ રીતે જોતાં પહેલાંના પ્રમાણમાં મિલો થયા પછી બહુ ઓછાં લોકોને મજૂરી મળે છે. સુતરાઉ કાપડના જેવી જ શણ-પાટની સ્થિતિ થઈ છે. ફેર એટલો કે, સુતરાઉ કાપડ રોજની બધાની જરૂરિયાત અને તે ધંધો આખા દેશમાં ચાલતો, ત્યારે પાટની જરૂરિયાત અમુક કામ પૂરતી અને તે ધંધો મુખ્યત્વે બંગાળામાં જ હતો. હાલ પણ ૧૧૦ મિલોમાંથી ૧૦૧ બંગાળામાં છે બાકીની બિહાર, મદ્રાસ, અને સંયુક્ત પ્રાંતમાં ત્રણ ત્રણ છે.

## ખાંડ-ગોળ

ગળપણને ખોરાકમાં અગત્યનું સ્થાન છે. દરેક માણસ કોઈ ને કોઈ રૂપમાં ગળપણ ખાય છે. કુદરતી ગળપણ તો બધાં ખાય છે. કુદરતે ફળફળાદિ, દૂધ અને અનાજમાં સ્વાભાવિક ગળપણ મૂક્યું છે; પણ રાંધવાની કે ઉકાળવાની ક્રિયામાં કુદરતી ગળપણ ઓછું થતું હોવાથી, ખોરાકમાં વધારાનું ગળપણ ઉમેરવામાં આવે છે. આ રીતે ગોળખાંડનો ઉપયોગ થાય છે. ગોળનો ઉપયોગ આપણા દેશમાં સર્વસામાન્ય છે. ચાનો ઉપયોગ વધ્યા પછી ખાંડનો ઉપયોગ પણ ઘણો વધ્યો છે. આખી દુનિયામાં શેરડીનું વાવેતર હિંદમાં વધારેમાં વધારે થાય છે, છતાં અહીં ૧૯૨૯-૩૦ સુધી લગભગ રૂ. ૧૬ કરોડની કિંમતની ૧૦ લાખ ટન પરદેશી ખાંડ આવતી. ૧૯૩૨માં ખાંડના ઉદ્યોગને રક્ષણ આપવાનો સરકારે કાયદો કર્યો, ત્યાર પછી હિંદમાં ખાંડનાં કારખાનાં વધ્યાં છે અને ૧૯૩૪-૩૫માં ફક્ત ૨૧૧ લાખ રૂ. ની લગભગ સવા બે લાખ ટન ખાંડ પરદેશથી આવી હતી. તે જ વરસમાં ગોળ બાદ કરતાં ૬,૭૯,૦૦૦ ટન ખાંડ દેશમાં પેદા થઈ હતી. ખાંડનાં કારખાનાંની

સંખ્યા લગભગ ૧૫૦ જેટલી છે. આ કારખાનાંમાંથી કેટલાંક પરદેશીઓના હાથમાં છે, પણ તેમાં દેશીઓનો હિસ્સો પણ ઠીક પ્રમાણમાં છે.

ગોળનો ધંધો તો બધો દેશીઓના હાથમાં છે. ૧૯૩૫–૩૬ માં ૪૧ લાખ ટન ગોળ પેદા થયો હતો. તે વરસમાં ખાંડની ઊપજ ૭૩/૪ લાખ ટન થઈ હતી. ૧૯૪૦–૪૧ માં ખાંડની ઊપજ વધીને ૧૨૩/૪ લાખ ટન થઈ હતી. આપણી ખાંડની વપરાશ ૧૧૩/૪ લાખ ટનની ગણાય છે. એટલે એક લાખ ટન ખાંડની ઉત્પત્તિ વધી ગણાય. આ રીતે પરદેશી ખાંડ આયાત કરવાની હવે જરૂર રહી નથી.

આ ઉદ્યોગોને સરકાર તરફથી ઉત્તેજન મળ્યા પછી હિંદમાં શેરડીનું વાવેતર ઘણું વધ્યું છે. ૧૯૩૦–૩૧ સુધી ૨૮ લાખ એકરમાં શેરડીનું વાવેતર થતું, તે વધીને ૧૯૩૯–૪૦માં ૩૬ લાખ એકર ઉપર ગયું હતું. શેરડીનું વાવેતર સંયુક્ત પ્રાન્તમાં વિશેષ પ્રમાણમાં થાય છે. જુદા જુદા પ્રાન્તોમાં તેનું વાવેતર નીચે પ્રમાણે હતું:—

| | | |
|---|---|---|
| સંયુક્ત પ્રાન્ત | હજાર એકર. | ૧,૮૩૬ |
| પંજાબ | ,, | ૪૧૭ |
| બિહાર–ઓરિસ્સા | ,, | ૪૦૪ |
| બંગાળા | ,, | ૩૧૬ |
| મદ્રાસ | ,, | ૧૩૮ |
| મુંબઈ | ,, | ૧૦૦ |
| આસામ | | ૩૯ |

વાવેતર હોય ત્યાં જ કારખાનાં કરવાં પાલવે, એટલે ખાંડનાં કારખાનાં સંયુક્ત પ્રાન્ત, બિહાર અને મદ્રાસમાં વિશેષ છે. મુંબઈ ઇલાકામાં ગોળ સારા પ્રમાણમાં થાય છે, પરંતુ ખાંડનું એક જ કારખાનું છે. ઉત્તર કરતાં દક્ષિણ હિંદની શેરડી વધારે સારી ગણાય છે.

આપણા દેશમાં શેરડીનું વાવેતર ઘણું વધારે હોવા છતાં એકર દીઠ પાકનું પ્રમાણ વધારે નથી. જાવામાં એકરે ૧૦૦૦૦ રતલ શેરડી પાકે છે ત્યારે આપણે ત્યાં સરેરાશ તેનાથી ચોથા ભાગની ઊતરે છે. ખાંડ તૈયાર કરવાની ક્રિયાઓ બરાબર થતી ન હોવાથી એકર દીઠ ખાંડનો ઉતાર તો હિંદમાં જાવાથી છઠ્ઠા ભાગનો આવે છે. હવે તેમાં સુધારા કરવાના પ્રયત્નો થાય છે.

પશ્ચિમના દેશોમાં — જર્મની, ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, અમેરિકા વગેરે દેશોમાં– ‘ બીટ ’ કે ગાજરમાંથી ખાંડ બનાવવામાં આવે છે. તે ખાંડ પહેલાં હિંદમાં ખૂબ આયાત થતી. હવે તે બંધ થઈ છે. જાવા અને મોરિશિયસથી ખૂબ પ્રમાણમાં ખાંડ આવતી, તે પણ હવે ઓછી થઈ છે. અમેરિકામાં ‘ મૅપલ ’ અને ‘ સોરઘમ ’ નામના ઝાડોના રસમાંથી ખાંડ બનાવવાનો પ્રયત્ન થયો છે. કેટલાક દેશોમાં મકાઈમાંથી ખાંડ બનાવવામાં આવે છે. આપણા દેશમાં હાલ ગ્રામોદ્યોગ સંઘ તરફથી તાડ ખજૂરાં વગેરેમાંથી ગોળ બનાવવાના કામને ઉત્તેજન આપવાનો પ્રયત્ન થાય છે. તે ગોળને તાડ-ગોળ કહે છે. આવો તાડ-ગોળ બંગાળામાં લોક ખૂબ વાપરે છે. ત્યાં તાડી પીવાનો રિવાજ લગભગ નથી. તે પ્રમાણે મુંબઈ, મદ્રાસ જેવા તાડી-પીઉ પ્રાંતોમાં જો તાડ-ગોળનું કામ બરાબર ચાલે તો દારૂબંધીના કામમાંય ખૂબ સરળતા થાય. તાડ ખજૂરી ઉપરાંત નાળિયેરીમાંથી પણ ગોળ બની શકે છે. પરંતુ તે બધાય કરતાં શેરડી એ ખાંડ–ગોળ બનાવવા માટે ઉત્તમ છે. એટલે આપણે ત્યાં આ ઉદ્યોગની દૃષ્ટિએ શેરડીનું જ ખાસ મહત્ત્વ છે. તેની ખેતીમાં સુધારા વધારા માટે ઘણો અવકાશ છે અને તે ઉદ્યોગ સારી રીતે ચાલી શકે તેવા સંજોગો છે. તેમાં પણ પરદેશીઓ અડ્ડો જમાવી ન બેસે તે જોવાનું છે.

### કાગળ

આજના જમાનામાં કાગળની સૌને જરૂર પડે છે. વધતાં જતાં છાપાંઓ અને પુસ્તકો તથા પત્રવ્યવહાર વગેરે બધામાં વધુ ને વધુ કાગળ જોઈએ છે. હિંદમાં પહેલાં કાગળ બનતો અને હજુ પણ બની શકે તેમ છે, પણ પરદેશીઓની હરીફાઈમાં તે ઉદ્યોગ બરાબર ખીલી શક્યો નથી. ૧૯૩૯–૪૦ માં હિંદમાં કાગળનાં ફક્ત ૧૬ કારખાનાં હતાં. તેમાં લગભગ ૭૩ હજાર ટન માલ પેદા થયો હતો. તે જ વરસમાં પરદેશથી ૩૧૭ લાખની કિંમતનો લગભગ ૧૩૧ હજાર ટન માલ આવ્યો હતો. એટલે આપણી જરૂરિયાતના આશરે ત્રીજા ભાગનો માલ હિંદમાં પેદા થાય છે.

અર્વાચીન ધોરણે હિંદમાં આ ઉદ્યોગની શરૂઆત ૧૮૭૦ માં બંગાળામાં હુગલીમાં બાલી મિલ સ્થપાઈ ત્યારથી થઈ. જાણીતી ટિટાઘર

પેપર મિલ ૧૮૮૨ માં સ્થપાઈ; પૂનાની ડેક્કન પેપર મિલ ૧૮૮૭માં શરૂ થઈ; બીજી મિલો ત્રાવણકોર, લખનૌ, મુંબઈ વગેરે ઠેકાણે છે. આ મિલો વાંસમાંથી કાગળ બનાવતી નથી, પણ વાંસનો માવો પરદેશથી તૈયાર મંગાવે છે; અગર ચીંથરાં, ભીંડી, શણ, ઘાસ અને રદ્દી કાગળ વગેરેમાંથી બનાવે છે. ફક્ત 'ઇન્ડિયન પેપર મિલ્સ કંપની' વાંસમાંથી કાગળ બનાવે છે. સરકારે વાંસમાંથી કાગળ બનાવવા માટે ૧૯૨૫માં કાયદો કરીને સાત વરસ માટે ઉત્તેજન આપ્યું હતું. તે કાયદાનો અમલ પછીથી લંબાવ્યો હતો. આથી આ ઉદ્યોગનો વિકાસ કરવાની તક મળી છે. પરંતુ આવી તકનો લાભ લઈને પરદેશીઓ હિંદમાં કારખાનાં કાઢે છે ત્યારે તે લાભ શંકાશીલ થઈ પડે છે. પરદેશી કાગળની કાતિલ હરીફાઈ તો મોં ફાડીને ઊભી જ છે. જાપાન, જર્મની, અમેરિકા, ઇંગ્લંડ, ઑસ્ટ્રિયા અને સ્કેન્ડિનેવિયાથી ઢગલાબંધ સસ્તો કાગળ હિંદમાં આવે છે. વળી કાગળ બનાવવા માટે રસાયણો અને યંત્રો માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે. અમુક પ્રકારના કાગળ તો હિંદની મિલો તૈયાર કરી શકતી જ નથી. આ સ્થિતિમાં સંરક્ષણ મળવા છતાં, ખાંડની માફક આ ઉદ્યોગનો ઝડપી વિકાસ થયો નથી, અને થાય તેવાં ચિહ્નો પણ જણાતાં નથી.

હાલમાં ગ્રામોદ્યોગ સંઘે હાથ-કાગળનો ઉદ્યોગ વધારવા માટે પ્રયત્ન આદર્યો છે. જૂના વખતનું એ કામ અમદાવાદમાં અને બીજે કેટલેક ઠેકાણે જૂની પદ્ધતિએ ચાલે છે. જ્યાં ચોખ્ખું પાણી મળવાની સારી સગવડ હોય છે ત્યાં એ કામ ચાલી શકે છે. આપણા વેપારીઓ હિસાબના ચોપડા હજુ અમદાવાદી હાથ-કાગળના વાપરે છે અને તે લાંબો વખત ટકે છે. યુરોપમાં પણ કેટલીક ઉત્તમ જાતના કાગળો હાથ વડે બનાવવામાં આવે છે. એ રીતે જોતાં હાથ-કાગળનો ઉદ્યોગ વધારી શકાય તેમ છે. પરંતુ હાલ તો હાથ-કાગળની પેદાશ સમુદ્રમાં બિંદુ સમાન છે. તે દ્વારા પુસ્તકોની અને છાપાંની જરૂરિયાતને પહોંચી વળવાની તો વાત જ ક્યાં કરવી? તેને માટે યોગ્ય માલ પણ ક્યાં છે? પણ પ્રયત્ન કરવાથી તેમાં ઘણો સુધારો થઈ શકે તેમ છે. યોગ્ય ઉત્તેજન મળતાં જેમ ખાદીમાં સુધારો થયો, તેમ કાગળમાં પણ થઈ

શકે અને તે દ્વારા ઘણાં લોકોને રોજી આપી શકાય. શરૂઆતમાં જેવા તેવા માલથી ચલાવી લેવું પડે અને થોડી અગવડ વેઠવી પડે, પણ એ રીતે અગવડ વેઠવી, દુઃખ સહન કરવું, એ તો પ્રગતિની પહેલી શરત છે. તેના વિના સુધારો કરવો અશક્ય છે. હાથ-કાગળ માટે લોકો એવી તૈયારી બતાવે તો ખાદીની માફક તેમાં પણ સુધારો થાય અને કેટલાય લોકોનો ધંધો ચાલે. અમુક કામોમાં હાથ-કાગળનો જ ઉપયોગ કરવો એવો લોકો આગ્રહ રાખતા થાય તો એ ધંધાને સહેજે ઉત્તેજન મળે. છાપાં અને પુસ્તકો બાદ કરતાં પરચૂરણ કામ માટે હાથ-કાગળ વાપરવામાં થોડી કિંમત શરૂઆતમાં વધારે આપવી પડે, તે સિવાય ભાગ્યે જ બીજી કંઈ મુશ્કેલી નડે. આ દૃષ્ટિ સ્વીકારીએ તો સહેજે તે કામ ચાલતું થઈ જાય. અને હાથ-કાગળનું ચાલે એટલે આડકતરી રીતે દેશી મિલના કાગળ પણ વધુ વપરાય અને સરકાર કાયદો કરીને જે નથી કરી શકતી તે લોકજાગૃતિથી થઈ શકે. લડાઈમાં આવા માલની તંગીને લઈને હાથ-કાગળને સારું બજાર મળી ગયું છે. તેને લઈને કેટલું કામ વધ્યું કે શો ફાયદો અંતે થશે, તે તો આગળ ઉપર દેખી શકાય.

## ચામડાં

કાગળ કરતાં પણ વધુ લોકોને રોજી અપાવી શકે એવો ઉદ્યોગ ચામડાંનો છે, પણ તે કામ હલકું ગણાતું હોવાથી તેમાં બુદ્ધિશાળી અને સાધનસંપન્ન લોકો પડતા નથી. સાધનવિહીન, ગરીબ અને અજ્ઞાન લોકો જૂની ઢબે પોતાનું કામ કરે છે. પરિણામે કરોડોની કિંમતનું કાચું ધન પરદેશ ચઢે છે અને કેટલુંક નકામું જાય છે. ટૂંકામાં કહીએ તો, કરોડોની પેદાશ થાય એવો આ મહત્ત્વનો ધંધો નાતજાતના અને ધર્મના ખોટા ખ્યાલોને લીધે પડતી દશામાં છે. હિંદની આર્થિક પુનર્ઘટનામાં આ ધંધાને જમાવવો તે અગત્યનું એક કામ છે.

ચામડાં અને તેને લગતા ધંધામાંથી ૪૦ થી ૫૦ કરોડનું ધન દર વરસે પેદા થાય છે. આમાંથી લગભગ ૧૦ કરોડનાં ચામડાં ૧૯૩૯–૪૦માં પરદેશ ચઢ્યાં હતાં આ ચામડાં અને ઢોરના બીજા ભાગોનો વ્યવસ્થિત ઉપયોગ આપણે દેશમાં જ કરીએ તો લગભગ

એ કરોડની કિંમતના બૂટજોડા, તૈયાર ચામડાં અને ચામડાંની વસ્તુઓ પરદેશથી આવે છે તે લાવવાં ન પડે; શીંગડાંમાંથી ભાત ભાતની વસ્તુઓ બહાર તૈયાર થઈ ને અહીં આવે છે તે લાવવી ન પડે; હાડકાં અને ચરબીનો પણ દેશમાં જ ઉપયોગ થઈ શકે. આમ કરી શકીએ તો જ, ઢોર જીવતા કરતાં મરેલું વધારે કિંમતી છે, એ કહેવત સાચી છે, એમ પ્રત્યક્ષ અનુભવથી કહી શકીએ. આજે તો મરેલું ઢોર એક કોસ પેટે કે કંઈ પણ લીધા વગર ખેડૂત આપી દે છે. તેને બદલે જો તેની બધી વસ્તુઓ વપરાય તો ઢોરનો માલિક વધારે લાભ ઉઠાવી શકે, ચમારને પણ ફાયદો થાય, ને સરવાળે દેશનું ધન તો વધે જ.

ચામડાં પકવવા અને કેળવવા માટે તથા તેની વસ્તુઓ તૈયાર કરવા માટે દેશમાં થોડાં કારખાનાં ઊભાં થયાં છે. ૧૮૬૦માં પહેલું ચામડાનું કારખાનું કાનપુરમાં થયું હતું. હાલ પણ કાનપુર ચામડાંના વેપારનું મથક છે. કાનપુર ઉપરાંત દિલ્હી, લાહોર અને કલકત્તા તેનાં ખાસ મથકો છે. મોટા ભાગનાં કારખાનાં આ શહેરોમાં છે. ચામડાં કેળવવા માટેનાં કારખાનાં મદ્રાસમાં પણ ઠીક પ્રમાણમાં છે. આખા દેશમાં થઈને એવાં ફક્ત ૬૬ કારખાનાં છે. ગામઠી રીતે ચામ-કામ કરનારાં આથી જુદાં છે. તેનું કામ કરનાર પછાત ગણાતા લોકોને ઉત્તેજન આપીને સુધરેલી રીતે કામ કરવાનું શીખવવામાં આવે અને શિક્ષિત લોકો તેમાં પડે, તો ઘણો સુધારો થઈ શકે. વર્ધામાં આવું એક ચર્માલય ચલાવવામાં આવે છે. તે દ્વારા આ ઉદ્યોગને ગામડાંના વિસ્તારમાં વિકસાવવાના પ્રયત્નો થાય છે. મધ્ય પ્રાંતની સરકારે એ પ્રમાણે મથકો ખોલીને કામ ઉપાડવાનું વિચાર્યું હતું. બંગાળામાં શ્રી. સતીશબાબુ પણ ગ્રામઉદ્યોગ-ઢબે ચામડાં કેળવવાને અંગે પ્રયોગો કરી રહ્યા છે. એવા ભણેલા ગણેલા લોકો તેમાં પડશે અને નાતજાતના ભેદ વગર, કામની ઉપયોગિતાની દૃષ્ટિએ, ધંધો કરતા થશે, ત્યારે જ એ ધંધા પ્રત્યેની સૂગ નાબૂદ થશે અને લાખો જણને રોજીનું સાધન મળશે. આજે તો ચમાર એ ધંધો છોડતા જાય છે; શિક્ષિતો તેમાં પડતા નથી. સરકારે એ ધંધાને ઉત્તેજન આપવા માટે થોડો પ્રયત્ન કરી જોયો, પરંતુ તેનું ખાસ પરિણામ આવ્યું નથી. તેને માટે વિશેષ પ્રયત્નો કરવાની જરૂર છે.

પરદેશની હરીફાઈ તો સામે ઊભી છે; સાધનોની મુશ્કેલી છે; પરંતુ લોકોને રોજી આપવી હોય તો રાષ્ટ્રે તેનો રસ્તો કાઢવો જ જોઈએ. લોકો સમજે અને સક્રિય સાથ આપે તો જ એ કામ થઈ શકે. અને તેમાં મોટાં કારખાનાં ઊભાં કરવાની પણ વાટ જોવી ન પડે. વિકેન્દ્રિત ને કેન્દ્રિત માલકી–હકની ઢબનો યંત્રોદ્યોગ – એ બે પદ્ધતિમાં તાત્ત્વિક જે વિચાર રહેલો છે, તે અહીં ગ્રામ-ઉદ્યોગને પણ લાગુ પડે છે, એ કહેવાની જરૂર નથી.

**કાચ**

કાચની જરૂરિયાત દિવસે દિવસે વધતી જાય છે. બંગડી જેવા કાચથી માંડીને ટ્રામના પાટા તરીકે ચાલી શકે એવા કાચ હવે થઈ શકે છે. હિંદમાં આ ઉદ્યોગ બહુ જૂનો છે. પ્રાચીન મુસાફરોએ હિંદી કાચનું વર્ણન કરેલું છે, પણ તેનાં ચિહ્નો આજે નથી. હાલ તો એ ઉદ્યોગ બહુ થોડા પ્રમાણમાં ચાલે છે. મોટા ભાગનો કાચનો માલ પરદેશથી આવે છે. અહીં ખાસ કરીને બંગડીઓ થાય છે. તે સિવાયનો ઘણોખરો માલ બહારથી આવે છે.

બંગડીઓનું કામ સંયુક્ત પ્રાન્તમાં ફિરોઝાબાદ નજીક સારું થાય છે. ત્યાં બંગડીઓ બનાવનાર બંગડીગરની મોટી વસ્તી છે અને તેનાં ૭ કારખાનાં છે. આ કારખાનાં દેશી લોકોના હાથમાં છે. આ સિવાય મુંબઈ, પંજાબ, બંગાળા વગેરે પ્રાન્તોમાં છૂટાં છૂટાં કારખાનાં છે. ૧૯૪૦માં તે કામનાં કુલ ૧૦૦ કારખાનાં હતાં. હિંદમાં વપરાતી બંગડીઓની લગભગ ત્રીજા ભાગની જરૂરિયાત આ કારખાનાં અને ગૃહઉદ્યોગ પૂરી પાડે છે.

ચિમનીઓ, ગોળાઓ, શીશીઓ વગરે પણ થોડા પ્રમાણમાં તૈયાર થાય છે. આ કામ ઔંધ રાજ્યમાં 'ઓગલે ગ્લાસ વર્કર્સ' સારું કરે છે. તેઓ ફાનસો પણ બનાવે છે.

૧૯૩૯–૪૦માં રૂ. ૧ કરોડનો કાચો માલ પરદેશથી આવ્યો હતો અને રૂ. ૨ કરોડનો દેશમાં બન્યો હતો. સરકારી જકાત-સમિતિએ આ ઉદ્યોગને સંરક્ષણ આપવાની હિમાયત કરી હતી, પરંતુ સરકારે, તેની બનાવટમાં જરૂર પડતી રસાયણની વસ્તુ — સોડાની રાખ — અહીં મળતી

નથી એ કારણે, આ ઉદ્યોગને સંરક્ષણ આપવાની નામરજી બતાવી છે. ઘણી ચર્ચા પછી છેવટે સોડા-રાખની આયાત પર કંઇક વળતર આપવાની જાહેર કરી છે. પરંતુ બેધડક ઉત્તેજન આપવા સરકાર તૈયાર નથી. આ ઉદ્યોગને બરાબર ઉત્તેજન મળે તો બંગડીઓની આયાત તો સહેજે બંધ કરી શકાય, અને તે કામ મોટાં કારખાનાં બાંધ્યા વગર નાના પાયા પર પણ થઈ શકે.

## દીવાસળી

દીવાસળી વિના તો ભાગ્યે જ કોઈને ચાલતું હશે. એક વખત દેવતા સળગાવ્યો તે ચાલુ રાખવાની કે બીજાને ઘેર જઈને દીવો સળગાવી આવવાની ગઈ પેઢીની ટેવ હવે લગભગ રહી નથી. ઝટ લઈને દીવાસળી જ સળગાવવાનો રિવાજ વધી ગયો છે. હોકાની જગ્યાએ બીડીનો ઉપયોગ વધવાથી અને બહાર ફરવાનું વધવાથી પણ દીવાસળીનો ઉપયોગ ઘણો વધ્યો છે. તદ્દન સ્વાશ્રયી રહેવાની ઇચ્છા રાખનારને પણ દીવાસળી વિના નહિ ચાલે. ઘી, દૂધ, અનાજ અને કપડાં બહારથી ન લાવનારને પણ દીવાસળીની જરૂર તો પડે જ. આ રીતે દીવાસળીનો ઉપયોગ અનિવાર્ય થઈ પડ્યો છે, અને વરસે સરેરાશ જણ દીઠ સાત પેટી વપરાય છે.

સરકારી જકાત સમિતિએ આ ઉદ્યોગ નાના પાયા પર ચાલી શકે તેમ નથી, એવો અભિપ્રાય આપ્યો છે. પરંતુ તેને ગ્રામોદ્યોગ તરીકે વિકસાવવા ઘણો અવકાશ છે. કારખાનાના માલની સાથે તે માલને સીધો જ હરીફાઈમાં મૂકી દેવામાં આવે તો ન ચાલે, પરંતુ તેને યોગ્ય ઉત્તેજન અને સગવડો મળે તો ઘણા લોકોને તે રોજી આપી શકે તેમ છે. હાલ તો એ માલ બધો કારખાનામાં તૈયાર થાય છે.

૧૯૩૧ માં હિંદમાં તેનાં ૫૦ કારખાનાં હતાં. તેમાંની અમદાવાદની ગુજરાત ઇસ્લામ મેચ ફેક્ટરી ૧૮૯૬ માં સ્થપાઈ હતી. તે હાલ ચાલતી નથી. ૧૯૩૪માં સરકારે દીવાસળી ઉપર વેરો નાખ્યો ત્યાર પછી કેટલીક કંપનીઓ કામ કરતી અટકી પડી. ફક્ત સ્વિડીશ વિમ્કો કંપની ધમધોકાર ચાલે છે. તેની સામે હરીફાઈમાં નાની કંપનીઓ

ટકી શકતી નથી. દુનિયામાં બીજે પણ એ કંપનીનાં કારખાનાં છે. એ તો કંપનીઓનું એક મહામંડળ છે. દુનિયાની વપરાશના ૭૦ ટકા દીવાસળી એ કંપનીનાં કારખાનાં જ પૂરી પાડે છે. એવી કંપનીની સામે નાનાં કારખાનાંનું કે નાની કંપનીઓનું શું ગજું કે ટકી શકે? એટલે સરકારનો વેરો પડવાથી, જરા ભાવ વધતાં, નાનાં કારખાનાં ટકી ન શક્યાં. સરકારે આ ઉદ્યોગને ઉત્તેજન આપવાનું ધોરણ સ્વીકાર્યું છે, પરંતુ પરદેશી કંપનીને હિંદમાં ઘર કરી બેસતી અટકાવવાનું ધોરણ સ્વીકાર્યું નથી. એટલે આ પરદેશી કંપની દીવાસળીના ધંધાનો લગભગ ઇજારો કરી બેઠી છે; પરિણામે બીજી કંપનીઓ ટગુમગુ ચાલે છે.

ગૃહઉદ્યોગની દીવાસળીની તો વાત જ શી કરવી? તેનું તો આજે કંઈ ઠેકાણું નથી. બંગાળમાં શ્રી, સતીશબાબુએ એ દિશામાં પ્રયત્ન આદર્યો છે અને બતાવ્યું છે કે, ગૃહઉદ્યોગ તરીકે એ ધંધો ચાલી શકે તેવો છે. હાલ તો ઉપરની પરદેશી કંપનીનો માલ મોટે ભાગે ખપે છે, અને તે આપણી વપરાશની ૬૦ ટકા દીવાસળી પૂરી પાડે છે. તે કંપનીને હિંદી મૂડી અને વ્યવસ્થાવાળી બનાવવા માટે સૂચનાઓ થઈ હતી. તેને પરિણામે રૂપિયામાં ભરાયેલી મૂડીવાળી, પણ મોટે ભાગે પરદેશી મૂડી અને વ્યવસ્થાવાળી વેસ્ટર્ન ઇન્ડિયા મૅચ ફૅક્ટરી ઊભી કરવામાં આવી છે. એ તો નવા નામે જૂનો ખેલ છે. વસ્તુતઃ દીવાસળીનો લાખોની આવકનો અતિ આવશ્યક ધંધો મોટે ભાગે એ પરદેશી કંપની પચાવી બેઠી છે, ને તેમાં ફેરફાર થયો નથી.

૧૯૨૧–૨૨ માં લગભગ ૨ કરોડ રૂપિયાની દીવાસળી પરદેશથી આવતી, તેને બદલે ૧૯૩૮–૩૯ માં ફક્ત ૨૩ લાખ રૂપિયાની પરદેશથી આવી હતી. પણ દેશની પેદાશમાં મોટો હિસ્સો ઉપર જણાવ્યા પ્રમાણે પરદેશી કંપનીનો હતો. આ ઉદ્યોગને સરકારે રક્ષણ આપ્યું અને તે ઉદ્યોગ દેશમાં સ્થપાયો, પરંતુ તેનો લાભ પરદેશી કંપની ઉઠાવી ગઈ. આ રીતે દેશમાં ઉદ્યોગો સ્થપાય અને તે પરદેશીઓના હસ્તક રહે તો રક્ષણ આપવાનો હેતુ સરતો નથી અને પરદેશીઓના હાથમાં દેશની પેદાશને ગીરો મૂકવા જેવી સ્થિતિ થાય છે. તે સામે આપણે ચેતતા રહેવાની જરૂર છે.

## સાબુ

દીવાસળીની માફક સાબુ પણ ઘરગથુ વપરાશની ચીજ છે. પહેલાં ગામડાંમાં લોકો ઊસ જેવી વસ્તુઓથી કપડાં સાફ કરી લેતા અગર કૂવાના પાણીથી ધોઈ લેતા. હજી પણ મોટે ભાગે લોકો એ જ રીતે કપડાં ધોઈ લે છે, પણ હવે સાબુનો વપરાશ વધવા માંડ્યો છે. શરૂઆતમાં જે સાબુ વપરાતો તે ઘણોખરો પરદેશથી આવતો હતો, પણ હવે અહીં બનવા માંડ્યો છે. ઢાકામાં સાબુના ઉદ્યોગની પહેલ-વહેલી શરૂઆત સો વરસ પર થઈ હતી અને વૈજ્ઞાનિક રીતે સાબુ બનાવવાની શરૂઆત મેરઠમાં ૧૮૭૯માં થઈ હતી. સ્વદેશી ચળવળ અને ૧૯૧૪ના વિશ્વયુદ્ધના જમાનામાં આ ઉદ્યોગને વેગ મળ્યો અને દેશમાં નાનાં મોટાં સાબુનાં કારખાનાં સ્થપાયાં. છતાં ૧૯૩૦-૩૧ સુધી લગભગ ૧ કરોડની કિંમતનો સાબુ પરદેશથી આવતો હતો. તે ઘટીને ૧૯૩૯-૪૦માં રૂ. ૨૪ લાખનો આવ્યો હતો. દેશમાં સાબુનાં લગભગ ૧૦૦૦ કારખાનાં ચાલે છે. તેમાં ૧૯૩૮-૩૯માં ૭૫ હજાર ટન સાબુ તૈયાર થયો હતો. તેમાં પણ શોચનીય વાત એ છે કે, એક પરદેશી કંપની ત્રીજા ભાગનો માલ પેદા કરે છે. દેશમાં પરદેશી કંપનીઓ કારખાનાં નાખે અને તે માલ સ્વદેશી તરીકે ચાલે તેની અત્યારની સરકારને કંઈ પડી નથી, કારણ કે તે પોતે જ પરદેશી છે અને તેના અસ્તિત્વની સાથે જ એ વસ્તુ જોડાયેલી છે.

સાબુ બનાવવા માટે કૉસ્ટિક સોડા ઘણુંખરું પરદેશથી લાવવો પડે છે. દેશમાં સાબુની ઉત્પત્તિ વધે છે તેમ તે સોડાની આયાત વધે છે. ૧૯૩૦-૩૧માં ૨૭ લાખ રૂ. નો કૉસ્ટિક સોડા પરદેશથી આવ્યો હતો. દેશી રીતે કૉસ્ટિક તૈયાર કરીને પણ ઊસમાંથી સાબુ બનાવવાની પદ્ધતિ શોધાઈ છે અને તે રીતે તૈયાર થયેલ 'સનાતન સાબુ'ની નાહવા તેમ જ ધોવાના કામ માટે સારી ખ્યાતિ છે. નજીકમાં સારા ઊસની છત હોય ત્યાં નાના પાયા પરના ધંધા તરીકે એ સારી રીતે ચાલી શકે તેમ છે; એ રીતે આ ધંધાને ગૃહઉદ્યોગ તરીકે ખીલવવા માટે ખૂબ અવકાશ છે; પણ તે પરદેશી કંપનીઓની દખલગીરી નાબૂદ થાય ને સ્વદેશીની ભાવના વધે તો જ બની શકે.

## ૨
## લોખંડ

આજના યંત્રોના જમાનામાં લોખંડ અને કોલસો એ ઘણી ઉપયોગી વસ્તુઓ છે. તેમે લીધે જ ઇંગ્લંડે યંત્રોદ્યોગમાં પહેલ કરી અને તે ફાવ્યું. આપણા દેશમાં લોખંડ સારા પ્રમાણમાં છે અને પહેલાંના વખતમાં તેનો ધંધો સારો ચાલતો; તેની નમૂનેદાર વસ્તુઓ તૈયાર થતી. દિલ્હીમાં કુતુબ મિનારની બાજુએ ૫૧ ફૂટ લાંબો લોહસ્તંભ છે. તે ચંદ્રગુપ્તના વખતમાં, આજથી લગભગ ૧૬૦૦ વરસ પહેલાં, હિંદમાં લોખંડનો ઉદ્યોગ કેવો હતો તેની સાક્ષી પૂરતો ઊભો છે. આજે પણ એવો લાંબો અને મજબૂત થાંભલો બનાવવો મુશ્કેલ છે. પણ આ તો જૂના જમાનાની વાત થઈ. આધુનિક પદ્ધતિએ હિંદમાં લોખંડનું કામ શરૂ કરનાર 'બાર્કર આયર્ન કંપની' હતી. તેણે ૧૮૭૪થી બંગાળામાં કામ શરૂ કર્યું. પરંતુ તે ધંધામાં બરાબર પ્રગતિ તો ૧૯૦૭માં બિહારમાં 'તાતા આયર્ન વર્ક્સ' સ્થપાયા પછી થઈ. તે કંપનીએ ૧૯૦૮થી કામ શરૂ કર્યું. ૧૯૧૧થી તેણે બીડનું લોઢું બનાવવા માંડ્યુ. ૧૯૧૩થી પોલાદ બનાવવાનું શરૂ કર્યું. ૧૯૧૪ પછી યુરોપના મહાયુદ્ધ દરમિયાન તે કામને વેગ મળ્યો. લડાઈ પૂરી થયા પછી તે કામમાં મંદી આવી, પણ આ ઉદ્યોગ રાષ્ટ્રનો પાયારૂપ ઉદ્યોગ હોવાથી સરકારે તેને મદદ કરવા માટે ૧૯૨૪માં કાયદો કર્યો. તે કાયદો પ્રથમ તો ૩ વરસ માટે કર્યો હતો, પરંતુ પછી મુદત બે ત્રણ વખત વધારી હતી. આ ઉદ્યોગમાં પ્રગતિ નીચે મુજબ થઈ છેઃ—

૧૯૧૪માં ખાણોમાંથી રૂ. ૫૪૪,૭૪૦ ની કિંમતનું ૪૪૧,૫૭૪ ટન લોખંડ નીકળતું. તેને બદલે ૧૯૩૮માં રૂ. ૪૮,૫૬,૯૭૪ની કિંમતનું ૨૭,૪૩,૬૭૫ ટન લોખંડ નીકળ્યું હતું. એટલે ચોવીસ વરસના ગાળામાં પેદાશ લગભગ ૭ ગણી વધી.

લોખંડની બનાવટોમાં પણ તે જ પ્રમાણે વધારો થયો છે. ૧૯૧૪માં ૧,૬૨,૨૮૨ ટન બીડ તૈયાર થતું હતું. તેને બદલે ૧૯૩૯–૪૦ માં ૧૮,૩૭,૦૦૦ ટન તૈયાર થયું હતું. એટલે પચીસ વરસમાં લગભગ ૧૧ ગણો વધારો થયો. આ ઉત્પત્તિમાંથી ૫,૭૧,૦૦૦ ટન

પરદેશ ચઢયું હતું, અને પરદેશથી ૧૬૦૦ ટન હિંદમાં આવ્યું હતું. આ રીતે બીડનું લોઢું તો અહીંની જરૂરિયાત પૂરતું લગભગ તૈયાર થાય છે એમ થયું.

પોલાદની ઉત્પત્તિ ૧૯૧૬–૧૭માં ૯૮,૭૨૬ ટન હતી, તે ૨૩ વરસમાં વધીને ૧૯૩૯–૪૦ માં ૧૦,૭૦,૦૦૦ ટન થઈ હતી. એટલે ૨૩ વરસમાં ૧૧ ગણી વધી. આ રીતે આ ઉદ્યોગમાં સારી પ્રગતિ થઈ છે અને મિલોના સાદા સંચાઓ, પતરાં, તાર, ખીલા, ખેતીવાડીનાં ઓજારો, રેલવેના પાટા વગેરે માલ તૈયાર થાય છે. લોઢું તો દેશની ભૂમિમાં હતું જ, પરંતુ તેને ખીલવનાર કોઈ સાહસિક ઉદ્યોગપતિ નહોતો અને સરકારની હૂંફ નહોતી. તે બન્ને મળતાં આ ઉદ્યોગની પ્રગતિ થઈ શકી છે. તેમ છતાંય ૧૯૩૯–૪૦માં ૭ કરોડ રૂપિયાનું લોખંડ અને પોલાદ હિંદમાં પરદેશથી આવ્યું હતું. રૂા. ૧૫ કરોડનાં તૈયાર યંત્રો વગેરે તો જુદાં

### કોલસો

ખાણના ઉદ્યોગ માટે, રેલવે માટે અને બીજા મોટા ઉદ્યોગો ચલાવવા માટે કોલસાની ખાસ જરૂર પડે છે. કોલસો નજીક મળી શકે ત્યાં જ મોટા ઉદ્યોગો ખીલી શકે છે. લોઢાનાં અને શણનાં કારખાનાં બંગાળામાં થવાનું એ એક અગત્યનું કારણ છે. હિંદમાં જેટલો કોલસો પેદા થાય છે, તેમાંથી ૯૧ ટકા જેટલો કોલસો બંગાળા અને બિહારમાંથી જ નીકળે છે. હવે કોલસાને બદલે ક્રૂડ ખનિજ તેલનો ઉપયોગ વધ્યો છે અને ધોધમાંથી વીજળી પેદા કરવામાં આવે છે; છતાંય કોલસાનું મહત્ત્વ ઘણું રહે જ છે. હિંદની અત્યારની જરૂરિયાતનો લગભગ બધો કોલસો હિંદમાંથી જ મળે છે. ફક્ત તે બધું કામ પરદેશી કંપનીઓના હાથમાં છે. આમાં પણ દેશના રહેવાસી તરીકે મજૂરી કરવાનો આપણો ગુલામપટાનો હક કાયમ છે.

ઈ. સ. ૧૭૭૪માં કંપનીસરકારે એક અંગ્રેજને બંગાળામાં ખાણમાંથી કોલસા કાઢવાનો ઇજારો આપ્યો હતો. હિંદમાં તે પ્રથમ શરૂઆત હતી. પરંતુ તે નિષ્ફળ ગયો હતો. ત્યાર પછી ૧૮૨૦ માં બંગાળામાં રાણીગંજમાં પહેલી ખાણ ખોલવામાં આવી. ત્યારથી આ

ધંધાની અર્વાચીન ધોરણે બરાબર શરૂઆત થઈ ગણાય. બિહારમાં ઝરિયાનું ક્ષેત્ર ૧૮૯૩ થી શરૂ થયું. આ બન્ને ક્ષેત્રો જ આપણા કોલસાની નીપજનાં મુખ્ય મથકો છે. અને તેમનો હિસ્સો હિંદની કોલસાની નીપજના ૮૦ ટકા કરતાં પણ વધારે છે. બાકી છૂટક છૂટક કોલસો નીકળે છે. તે બધો મળીને ૧૯૩૯–૪૦ માં ૧૦ કરોડની કિંમતનો ૩૦૦ લાખ ટન નીકળ્યો હતો. તે જ વરસમાં ૧૭ હજાર ટન કોલસો પરદેશથી આવ્યો હતો અને જે પેદા થયો તેમાંથી ૨૦૦૦ હજાર ટન પરદેશ નિકાસ કર્યો હતો. આપણા કોલસામાંથી કેટલોક હલકી જાતનો હોય છે. એટલે અહીંનો કેટલોક પરદેશ જાય છે અને કેટલોક ઊંચી જાતનો કોલસો પરદેશથી આવે છે. આપણી કોલસાની જરૂરિયાત વધે તો દેશમાંથી વધુ કોલસો નીકળી શકે તેમ છે. એક લેખકે હિંદમાં ૭૫ અબજ ટન કોલસો હોવાની શક્યતા બતાવી છે; બીજા એક લેખકે બીજાં સો વરસમાં હિંદમાં કોલસો ખૂટી પડે એવો ભય પણ બતાવ્યો છે. ગમે તેમ હોય, ભવિષ્યમાં જરૂર પડશે તો વધુ કોલસો મળે તેમ છે. ખૂટી પડશે તો તેલ વીજળી વગેરેનો ઉપયોગ થઈ શકે તેમ છે. હાલ તો આપણી જરૂરિયાત દેશમાંથી જ લગભગ પૂરી પડે છે. ફક્ત તેનો કબજો પરદેશીઓના હાથમાં છે એટલું જ દુ:ખ છે. એટલે કે, તે ધંધાની વ્યવસ્થા પૂરી સ્વદેશી ઢબે થવી ઘટે.

### રબર

કાચની માફક રબરનો ઉપયોગ આ જમાનામાં કૂદકે અને ભૂસકે વધતો જાય છે. આપણા દેશમાં આ ઉદ્યોગ જૂનો નથી અને હાલ પણ ખાસ કરીને તેની ખેતી જ થાય છે. પાકો માલ તૈયાર કરવાનાં કારખાનાં ઘણાં ઓછાં છે. દુનિયામાં પણ આ વસ્તુની શોધ અમેરિકા શોધાયા પછી થઈ. ત્યાર પછી તેનો ઉપયોગ ધીમે ધીમે ઘણો વધ્યો છે. જ્યાં જ્યાં રબરનાં ઝાડો મળ્યાં, ત્યાં ત્યાં તેને શોધી કાઢીને તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને જ્યાં એનાં ઝાડ ઉગાડી શકાય એવી સ્થિતિ હતી ત્યાં તેની ખેતી કરવામાં આવી છે. આપણા દેશમાં વનસ્પતિભંડારરૂપ હિમાલયમાં તેનાં ઝાડ છે, પરંતુ તે છૂટાંછવાયાં છે. આસામમાં પણ તે ઝાડ છે. બીજા અનુકૂળ ભાગોમાં તેને ઉગાડવાનો

પ્રયત્ન થયો છે. તેમાં મલબાર કિનારો અને બ્રહ્મદેશ મુખ્ય છે. મૈસૂર, ત્રાવણકોર અને કોચીનનાં દેશી રાજ્યોએ પણ તે ઝાડ ઉગાડવાનો પ્રયત્ન કર્યો છે. આમ જે રબર પેદા થાય છે તે કાચું પરદેશ મોકલવામાં આવે છે અને પરદેશથી પાકો માલ આયાત કરવામાં આવે છે. ૧૯૩૯–૪૦ માં ૯૪ લાખ રૂપિયાનું કાચું રબર પરદેશ ચડાવવામાં આવ્યું હતું અને પરદેશથી સવા કરોડ રૂપિયાનો પાકો માલ આયાત કરવામાં આવ્યો હતો. આ પાકો માલ અહીંજ તૈયાર થઈ શકે. પણ તેની શરત આપણી આઝાદી જ લાગે છે.

## સિમેંટ

બાંધકામમાં સિમેંટનો ઉપયોગ હવે ઘણો વધી ગયો છે. કૂવા અને ઘરોમાં ઈંટો અને ચૂનાને બદલે સિમેંટથી જ ઘણું કામ થાય છે. પુલો બાંધવામાં નર્યા લોખંડના થાંભલાની જગ્યાએ લોખંડ-સિમેંટ વપરાય છે. આ રીતે જોતજોતામાં સિમેંટ ઈંટમાટીની માફક ઘરગથુ થઈ ગયો છે. આવા ફેરફારોથી જૂના ધંધા તૂટે છે અને પરદેશી માલ દાખલ થાય છે, અથવા ગૃહઉદ્યોગને બદલે મોટાં કારખાનાં ઊભાં થાય છે. પહેલાં ચૂનાની ભઠ્ઠીઓમાં ચૂનો તૈયાર થતો તેને બદલે પરદેશી સિમેંટ દાખલ થયો. યુરોપના મહાયુદ્ધ પહેલાં હિંદમાં લગભગ ૨ લાખ ટન સિમેંટ આવતો. ત્યાર પછી હિંદમાં સિમેંટની કંપનીઓ થઈ. તેમાં મોટામાં મોટી પૉર્ટલૅન્ડ સિમેંટ કંપની. તેની શરૂઆત તો મદ્રાસમાં ૧૯૦૪ માં થયેલી. બીજી ત્રણ કંપનીઓ ૧૯૧૨–૧૩ માં સ્થપાઈ. (૧) પોરબંદરની ઇન્ડિયન સિમેંટ કંપની (૨) મધ્ય પ્રાંતની કટની સિમેંટ કંપની (૩) રજપૂતાનાની બુંદી પૉર્ટલૅન્ડ સિમેંટ કંપની. ૧૯૨૩ માં બીજી છ કંપનીઓએ કામ શરૂ કર્યું. આમ ચૂનાને બદલે સિમેંટ દેશમાં જ મોટા પાયા પર તૈયાર થવા લાગ્યો. ૧૯૩૭–૩૮ માં ૧૧૬૯ હજાર ટન સિમેંટ દેશમાં જ તૈયાર થયો હતો. ફક્ત ૧૦ લાખની કિંમતનો ૩૨૦૦૦ ટન પરદેશથી આવ્યો હતો. આ બન્ને મળીને આપણી કુલ વપરાશ ૧૨ લાખ ટન થઈ ગઈ. ૧૯૨૪માં જકાત-સમિતિએ આપણી વપરાશ ફક્ત ૪ લાખ ટન આંકી હતી. તે ૧૪ વરસમાં વધીને ત્રણ ગણી થઈ ગઈ. આમાંથી ૯૭ ટકા માલ દેશમાં જ તૈયાર

થાય છે. પરિણામે ચૂનાનો ધંધો તૂટચો છે અને ઈંટોનું કામ પણ ઓછું થયું છે; પરંતુ તેનો ઉપાય નથી. સરકારને આ ઉદ્યોગને રક્ષણ આપવાની જરૂર જણાઈ નથી, કારણ કે બહારની આયાત ઘણી ઓછી છે. આ ધંધામાં પણ પરદેશી કંપનીઓનો હાથ છે. હમણાં દેશી પરદેશી સિમેંટ કંપનીઓનું જોડાણ થયું છે અને માલની પેદાશ અને ભાવ વગેરે તે મંડળ નક્કી કરે છે. બે ત્રણ કંપનીઓ મંડળમાં જોડાઈ નથી, એટલે અરસપરસ હરીફાઈ ચાલે છે. આમ પરદેશી કંપનીઓ દેશી કંપનીઓ સાથે ભળી જઈને પોતાના પાયા વધારે મજબૂત કરે છે, તે પૂરતું આમ-જનતાનું હિત ઓછું સચવાય, એ ઉઘાડું છે.

## ૧૦

# આયાત–નિકાસ અને વેપાર

જુદા જુદા ઉદ્યોગોના દિગ્દર્શન ઉપરથી આપણે જોયું છે કે, હિંદમાં ઘણા ઉદ્યોગો ખીલી શકે તેવા છે; પરંતુ હાલ સ્થિતિ એવી છે કે, જે મોટા ઉદ્યોગો દેશમાં ચાલે છે, તે મોટે ભાગે પરદેશીઓના હાથમાં છે, અથવા તો કાચો માલ પરદેશ મોકલીને પાકો માલ આપણે આયાત કરીએ છીએ. આપણો પરદેશ સાથેનો વેપાર આ જાતનો છે. તેની કેટલીક વિગતો આપણે જોઈએ તે પહેલાં, જૂના વખતમાં પરદેશ સાથેના વેપારનું સ્વરૂપ કેવું હતું તે જોઈએ.

અંગ્રેજી રાજ્ય પહેલાં પણ આપણે બહારના દેશો સાથે વેપાર કરતા હતા. આજથી લગભગ ૪૦૦૦ વરસ પહેલાં આપણો માલ પરદેશ જતો હતો, એમ મિસર દેશમાં તે વખતથી મસાલો ભરીને મુડદાં ( મમી ) રાખવામાં આવ્યાં છે, તે મુડદાં ઉપરના બારીક હિંદી કાપડ ઉપરથી માલૂમ પડે છે. વેદોમાં કેટલાક ઉલ્લેખો મળે છે તે ઉપરથી તો લગભગ ૬૦૦૦ વરસ પહેલાં પણ પરદેશો સાથે વેપાર ચાલતો હતો એમ જણાય છે. આ પ્રમાણે આપણો વેપાર છેક ૧૯મી સદી સુધી ધમધોકાર ચાલતો. આપણે બારીક કાપડ, ગળી, અફીણ, મરી, ઝવેરાત, ધાતુનો સામાન, હાથીદાંત, તેલ, અત્તર અને જુદી જુદી જાતના મસાલા પરદેશ મોકલતા. ખાવાના મસાલા અને કાપડ એ આપણા વેપારની મુખ્ય ચીજો હતી. આ વસ્તુઓના બદલામાં કેટલીક ધાતુઓ, દારૂ અને ઘોડાઓ આયાત થતા. આ વેપાર બહુ લાભકારક હતો. બહાર મનભાવતી કિંમત ઊપજતી. માલની આવ-જા આપણાં જ વહાણોમાં થતી. તે વખતે અવરજવરના રસ્તા જુદા હતા, પરંતુ જ્યાં વહાણોમાં માલ જતો ત્યાં હિંદમાં બનેલાં વહાણોમાં જતો. અને આપણાં વહાણોની બાંધણી પણ વખણાતી.

એ બધી જાહોજલાલીથી પ્રેરાઈ પરદેશીઓ આ દેશમાં આવ્યા અને વેપારનું વહેણ બદલી નાખ્યું. પહેલાં મોજશોખની અને વધારાની તૈયાર વસ્તુઓ પરદેશ જતી; તેને બદલે અહીંના ઉદ્યોગોનો નાશ થયો અને ફક્ત કાચો માલ પરદેશ જવા લાગ્યો. વેપારનું પ્રમાણ ઘણું વધ્યું, પરંતુ આયાત નિકાસની વસ્તુઓ બદલાઈ ગઈ. આ વેપાર છેલ્લા પોણા સૈકામાં કેટલો વધ્યો છે તે નીચેના આંકડા બતાવે છે:—

| | आयात (लाख रु.) | निकास |
|---|---|---|
| ૧૮૬૪–૬૫ | ૩,૧૭૦ | ૫,૫૮૬ |
| ૧૯૩૯–૪૦ | ૧૬,૮૯૫ | ૨૧,૩૦૮ |

આ રીતે ૭૫ વરસમાં ૪ ગણો વેપાર વધી ગયો; પણ તેથી આપણને કેટલો લાભ થયો કે નુકસાન થયું તે જોવાનું રહે છે. માત્ર કદ કે જથો ભુલાવામાં નાંખે એવો છે.

આ વેપારમાં આપણે કેટલોક માલ એવો પરદેશ ચડાવીએ છીએ, જેનો તૈયાર માલ આપણે દેશમાં આયાત કરીએ છીએ:—

| (૧૯૩૯–૪૦) | काचो माल जाय छे. (लाख रु.) | पाको माल आवे छे. |
|---|---|---|
| રૂ | ૩૧૦૪ | ૧૪૦૫ |
| ઊન | ૩૨૨ | ૧૨૩ |
| ધાતુઓ | ૬૪૫ | ૨૦૮૨ |
| રબર | ૯૪ | ૧૪૮ |
| ખાતર | ૪૮ | ૧૨૫ |
| વનસ્પતિ (દવા માટે) | ૩૩ | ૨૬૧ |
| | ૪૨૪૬ | ૪૧૪૪ |

કાચો માલ હજારો ગાઉ દૂર પરદેશ ચઢાવીને તેનો પાકો માલ પાછો લેવાનો ઊંધો ધંધો તો આ વીસમી સદીમાં જ થાય અને હિંદ જેવો પરતંત્ર દેશ જ કરે. આ ઉપરાંત બીજી એવી વસ્તુઓ આપણે પરદેશ ચડાવીએ છીએ, જે જુદા જુદા રૂપે પાછી આવે છે અગર દેશમાંથી ઘસડાઈ જાય છે, અને તેથી દેશને નુકસાન થાય છે:—

| નિકાસ થાય છે | ( લાખ રૂ. ) |
|---|---|
| તેલી બિયાં | ૧૧૯૦ |
| કાચાં ચામડાં | ૧૧૭૮ |
| અનાજ | ૫૦૭ |
| ખોળ | ૨૦૩ |
| દોરડાંનો કાથો | ૧૧ |
| શણના રેસાઓ | ૧૩ |
| હાડકાં | ૫૩ |
| મીણ | ૩૩ |
| શીંગડાં | ૧ |
| | ૩૧૮૯ |

વળી પરદેશ સાથેના વેપારમાં નીચેની વસ્તુઓ આયાત નિકાશમાં મહત્ત્વની છે. તેમાં વિવિધ જાતની કેટલી કિંમતનો માલ આવે છે તે જોવા જેવું છે:—

| આયાત | ( લાખ રૂ. ) |
|---|---|
| મિલના સંચાઓ, યંત્રો, ઓજારો | ૨૦૨૫ |
| લોખંડ, પોલાદ અને બીજી ધાતુ | ૧૦૮૭ |
| ઘાસતેલ, પેટ્રોલ અને બીજાં તેલો | ૧૮૬૨ |
| મોટરો, સાયકલો, ટબાઓ | ૬૮૭ |
| રંગો | ૪૬૪ |
| કટલરી અને વાસણો | ૨૨૭ |
| બનાવટી અને બીજો રેશમી માલ | ૫૬૯ |
| કાગળ અને પૂઠાં | ૩૪૬ |
| દવા, દારૂ | ૪૮૦ |
| મસાલા, ફળફળાદિ | ૩૭૬ |
| રસાયનો | ૪૫૨ |
| હીરા-મોતી | ૮૩ |
| ખાંડ | ૩૩૨ |
| કાચનો સામાન | ૧૦૨ |
| સ્ટેશનરી | ૬૫ |
| તમાકુ, બીડી | ૧૧૭ |
| મીઠું | ૬૨ |
| પુસ્તકો | ૫૪ |

| | |
|---|---|
| હથિયારો, દારૂગોળો | ૪૯ |
| રમકડાં અને રમતનો સામાન | ૩૩ |
| સાબૂ | ૨૪ |
| છત્રીઓ | ૧૭ |
| બૂટ-જોડા | ૧૦ |
| ફાનસો | ૨૫ |
| ચા | ૧૬ |
| ઘડિયાળો | ૩૬ |
| કોલસો | ૩ |
| સિમેંટ | ૩ |
| ટાઈપરાઇટર | ૧૮ |
| બિસ્કીટ | ૨૫ |
| બંગડીઓ | ૧૮ |
| બીજી વસ્તુઓ | ૭૨૨૮ |
| કુલ | ૧૬૮૯૫ |

## निकास

| | ( लाख रू. ) |
|---|---|
| શણ | ૨૦૫૯ |
| શણનું કાપડ, કોથળા | ૪૮૬૯ |
| ચા | ૨૬૦૮ |
| ફળફળાદિ | ૨૩૭ |
| લાખ | ૧૮૯ |
| લાકડું | ૨૧ |
| કોફી | ૭૩ |
| તમાકુ | ૨૫૩ |
| તેલો | ૧૩૭ |
| રંગવાના પદાર્થો | ૭૧ |
| મસાલા | ૧૦૮ |
| કોલસો | ૧૮૯ |
| દોરડાંનો સામાન | ૬૭ |
| શાકભાજી | ૫૭ |
| ઘી | ૩૨ |
| બીજી વસ્તુઓ | ૧૦૩૩૮ |
| કુલ | ૨૧૩૦૮ |

આ રીતે અયાત ૧૬૮૯૫ લાખ રૂપિયાની અને નિકાશ ૨૧૩૦૮ લાખ રૂપિયાની મળીને કુલ ૩૮૨૦૩ લાખ રૂપિયાનો પરદેશ સાથે વેપાર છે, એટલે લગભગ ૪૦૦ કરોડનો વેપાર થયો. તેમાં ઇંગ્લંડ સાથેનો વેપાર વધારે મહત્ત્વનો છે. બીજા દેશોના પ્રમાણમાં તે દેશ સાથે આપણો વેપાર વધારે છે, તે નીચેના કોઠામાં જુઓ :—

| | आयात–वेपारना | निकास–वेपारना |
|---|---|---|
| | ટકા | ટકા |
| ઇંગ્લંડ | ૨૫.૨ | ૩૫.૧ |
| જર્મની | ૪.૦ | ૧.૪ |
| જાપાન | ૧૧.૭ | ૬.૬ |
| અમેરિકા | ૯.૦ | ૧૨ ૭ |
| બેલ્જિયમ | ૧.૫ | ૧.૫ |
| ફ્રાન્સ | ૦.૯ | ૩ ૭ |
| ઇટાલી | ૧.૨ | ૧.૦ |

આનું કારણ આપણો ઇંગ્લંડ સાથેનો રાજકીય સંબંધ છે. અંગ્રેજોએ અહીં રાજતંત્ર એવી રીતે ગોઠવ્યું છે કે, આયાત નિકાસ તે દેશ સાથે જ વિશેષ થાય. હમણાં હમણાં અંગ્રેજોની મરજી વિરુદ્ધ જાપાનનો પગપેસારો હિંદમાં વધ્યો છે અને તે દેશ દરેક બાબતમાં ઇંગ્લંડ સાથે કાતિલ હરીફાઈ કરે છે. ૧૯૦૧માં આપણી સાથેના આયાતવેપારમાં જાપાનનો હિસ્સો ફક્ત ૧ ટકો હતો, તે ૧૯૩૯–૪૦માં ૧૧.૭ ટકા થયો હતો; અને તે જ ગાળામાં નિકાસનો હિસ્સો ૫.૭ ટકાથી વધીને ૬.૬ ટકા થયો હતો

ઇંગ્લંડની પેઠે બ્રિટિશ સામ્રાજ્યના બીજા ભાગો સાથેના વેપાર ઉપર પણ એવી જ અસર થઈ છે. તે વેપાર ઉપર વીસમી સદીની શરૂઆતથી કેવી અસર થઈ છે તે નીચેના આંકડા બતાવે છે:—

| | आयात–वेपार | ( टकामां ) |
|---|---|---|
| | ૧૯૦૧ | ૧૯૩૯.૪૦ |
| ઇંગ્લંડ | ૬૪.૫ | ૨૫ ૨ |
| બ્રિ. સામ્રાજ્ય | ૭૩.૬ | ૫૬.૩ |
| સામ્રાજ્ય બહારના દેશો | ૨૬.૪ | ૪૩.૭ |

निकास वेपार (टकामां)

| | ૧૯૦૧ | ૧૯૩૯–૪૦ |
|---|---|---|
| ઇંગ્લંડ | ૨૫.૧ | ૩૫.૧ |
| બ્રિ. સામ્રાજ્ય | ૪૭.૧ | ૫૫.૯ |
| સામ્રાજ્ય બહારના દેશો | ૫૨.૯ | ૪૪.૧ |

૧૯૧૪ના યુદ્ધ પછીની સ્થિતિ સાથે સરખાવતાં પરદેશના વેપાર ઉપર નીચે મુજબ અસર થઈ છે:—

| | ૧૯૧૯–૨૪ | ૧૯૩૯–૪૦ (કુલ વેપારના ટકા) |
|---|---|---|
| ઇંગ્લંડ. | ૩૯.૫ | ૩૦ ૮ |
| બ્રિ. સામ્રાજ્ય | ૫૨ ૩ | ૫૬ ૧ |
| બીજા દેશો | ૪૭ ૭ | ૪૩.૯ |

## શાહી પસંદગી

આ રીતે ઇંગ્લંડ સાથેના વેપારનું પ્રમાણ ઓછું થતું જાય છે અને બહારના દેશો સાથેનો વેપાર વધતો જાય છે. તેથી ઇંગ્લંડ તરફથી સામ્રાજ્યના દેશો સાથે વેપાર વધારવાનો પ્રયત્ન થાય છે. આ પ્રયત્નને "શાહી પસંદગી"ને નામે ઓળખવામાં આવે છે. તેનો અર્થ એ છે કે, બ્રિટિશ સામ્રાજ્યમાં ગણાતા દેશોના માલને સામ્રાજ્ય બહારના દેશોના માલની સરખામણીમાં પસંદગી આપવી. સામ્રાજ્ય બહારના દેશોના માલ ઉપર જે જકાત નાખવામાં આવે તે કરતાં સામ્રાજ્યના દેશોના માલ ઉપર ઓછી જકાત નાખવી, જેથી સામ્રાજ્યના ભાગોનો પરસ્પર વેપાર વધે. આ ધોરણ પ્રમાણે હવે જકાતો નંખાય છે. તે ધોરણે કેનેડામાં સામ્રાજ્યના દેશો વચ્ચે ૧૯૩૨માં ઓટાવા-કરાર થયા હતા. આ શાહી પસંદગીના ધોરણનો હિંદના આગેવાનોએ પહેલેથી જ વિરોધ કરેલો છે, પરંતુ અંગ્રેજ સરકારે કાવાદાવા કરીને તે ધોરણ હિંદ પર ઠોકી બેસાડ્યું છે. આથી હિંદને લાભ નથી, કારણ સામ્રાજ્યના માલને પસંદગી મળે તો ઇંગ્લંડનો પાકો માલ હિંદમાં વધારે ઘૂસે અને સામ્રાજ્ય બહારના દેશો સાથે

* ઓટાવા કરારની મુદત પૂરી થયા પછી પણ તે ધોરણ કોઈ ને કોઈ રૂપમાં ચાલુ જ છે.

જે વેપાર ચાલે છે તેને ધોકો પહોંચે. સામ્રાજ્ય બહારના દેશો સાથે આપણો વેપાર ૪૪ ટકા છે, એટલે તેમની સાથેનો સંબંધ બગાડવાથી આપણને નુકસાન જ થાય. આ પ્રમાણે શાહી પસંદગીના ધોરણથી ઇંગ્લંડને લાભ છે, પરંતુ હિંદને નુકસાન છે. છતાં ઇંગ્લાંડના હાથમાં રાજસત્તા હોવાથી તે ગમે તે રીતે પોતાનું હિત સાધવા પ્રયત્ન કરે છે અને આપણને તેમાં સંડોવે છે.

## પરોક્ષ આયાત-નિકાસ

અત્યાર સુધી આપણે માલની ચોખ્ખી આયાત-નિકાસનો જ વિચાર કર્યો છે. પરંતુ એ પ્રત્યક્ષ આયાત-નિકાસ ઉપરાંત બીજી પરોક્ષ આયાત-નિકાસ થાય છે, તેનો પણ સાથે વિચાર કરી લેવો જોઈએ. આપણા વેપારમાં કાચો માલ પરદેશ ચડે છે અને પાકો માલ આયાત થાય છે, તે એક નુકસાન છે, એ આપણે ઉપર જોયું છે. તે ઉપરાંત પરદેશ, પરોક્ષ રીતે પૈસા ઘસડાઈ જાય છે તે બીજું નુકસાન છે, તે નોંધવું જોઈએ. આપણી પ્રત્યક્ષ અને પરોક્ષ લેવડદેવડનો એકંદર હિસાબ કરીએ તો જ પરદેશ સાથેનો હિસાબ બરાબર સમજી શકાય. ઉપર જણાવેલી પ્રત્યક્ષ આયાત નિકાસ ઉપરાંત કેટલીક પરોક્ષ લેવડદેવડ થાય છે. તેની અસર વેપારના એકંદર સરવાયા ઉપર થાય છે અને તે ઉપરથી જ ચોખ્ખું સરવાયું નક્કી થઈ શકે છે. ચોખ્ખું સરવાયું એ વેપારની દેશ ઉપર થતી અસર માપવાનું સાધન છે. તે ઉપરથી દેશને થતી લાભહાનિનો વિચાર થઈ શકે છે.

દેશને થતી લાભહાનિનો ખ્યાલ મેળવવા માટે નીચેની બે બાબતો જોવી જોઈએ:–

૧ દેશમાં કેટલા માણસોને કામ મળ્યું?

૨ એકંદરે દેશને શી બચત રહી?

આ દૃષ્ટિએ જોતાં આપણા પરદેશના વેપારમાં કાચો માલ પરદેશ ચઢે છે અને પાકો માલ બદલામાં આવે છે, તેથી દેશના માણસોને તેની બનાવટનું કામ મળતું નથી, ને તેમના હકની રોજી પરદેશીઓને મળે છે. લોકની ધંધાની કેળવણી વગેરેમાં ખોટ પડે એ તો જુદું. એમ એકંદરે દેશને નુકસાન થાય છે. અને સરવાયું કાઢતાં

દેશને બચત રહેતી નથી, પરંતુ કંઇક દેવું કરવું પડે છે. આપણા વેપારમાં ફક્ત માલની આયાત–નિકાસ જોતાં તો આપણને ૧૯૩૯–૪૦ માં રૂ. ૪૪ કરોડની બચત રહી હતી. પરંતુ માલની આયાત–નિકાસ ઉપરાંત બીજી પરોક્ષ આયાત–નિકાસ થાય છે, જે જકાત બંદરે નોંધાતી નથી. તેને લીધે ઉપરનો ૪૪ કરોડનો વધારો દેખાય છે, તે ખરી રીતે તણાઈ જાય છે અને છેવટે ખાડો પડે છે. આ કેમ બને છે તે જોઈએ. તેને માટે આપણે પરોક્ષ આયાત-નિકાસમાં શાનો સમાવેશ થાય છે તે જોવું જોઈએ:–

આયાત

૧ પરદેશના દેવાનું વ્યાજ
૨ પાછી આપવાની લોનો
૩ હિંદમાં ધંધો કરતા પરદેશીઓના નફો, દલાલી, પગારો ને ભાડાંભથ્થાં, પેન્શનો
૪ હિંદી સરકારનું વિલાયતનું ખર્ચ
૫ બહાર જતા મુસાફરો અને વિદ્યાર્થીઓનું ખર્ચ
૬ પરદેશથી આવતું સોનું, રૂપું

નિકાસ

૧ પરદેશ ઉપરાંતલી લોનો
૨ બહારથી આવતા મુસાફરોનું ખર્ચ
૩ પરદેશ વસતા હિંદીઓની બચત
૪ પરદેશથી આવતાં દાનની રકમો
૫ પરદેશ જતું સોનું, રૂપું

પરોક્ષ આયાતમાં મોટી રકમ દર વરસે હિંદી સરકારના વિલાયતના ખર્ચની હોય છે. આ ખર્ચમાં પરદેશમાં કરેલા દેવાનું વ્યાજ, કેટલુંક લશ્કરી ખર્ચ, સરકારી ઑફિસો અને રેલવે માટે માલની ખરીદી, નિવૃત્ત થયેલા મોટા અમલદારોનાં પેન્શનો, જેવાં ખર્ચોનો સમાવેશ થાય છે. આ ખર્ચ ૧૯૩૫–૩૬ માં લગભગ રૂા. ૫૩ કરોડનું થયું હતું. તે ઉપરાંત ધંધામાં રોકાયેલી પરદેશી મૂડીનું વ્યાજ, નફો, બેંકોનાં કમિશન, આગબોટોનાં નૂર, પરદેશીઓના પગારોની બચત વગેરે મળીને દર વરસે આશરે રૂ. ૧૫૦ કરોડની રકમ થાય. સરકારનું વિલાયતનું

ભરણું અને આ રકમ મળીને રૂ. ૨૦૦ કરોડ ઉપરાંત રકમ થાય; ત્યારે નિકાસનો વધારો એટલો હોતો નથી. એટલે એકંદર વેપારના તારણમાં બચત નથી રહેતી, પણ તૂટ પડે છે, (આશરે ૧૫૦ કરોડ). આ પૈસા દર વરસે પરદેશ મોકલવા જ જોઈએ. કાં તો તેનો માલ પરદેશ જાય, કાં તો તેને બદલે સોનુંરૂપું જાય, અગર પરદેશમાં લોનો ઉધરાવાય, અગર પરદેશીઓના તેટલા પૈસા હિંદમાં મૂડી તરીકે રોકાય — ગમે તે પ્રકારે તે પૈસા આપવા જ જોઈએ. ૧૯૩૫–૩૬ માં રૂ. ૩૮ કરોડનું સોનું પરદેશ ચઢ્યું હતું. એટલે કે, નિકાસનો રૂ. ૨૬ કરોડનો વધારો તણાઈ ગયો અને વધારામાં રૂ. ૩૮ કરોડનું સોનું પરદેશ ગયું. હમણાં થોડાં વરસોથી પહેલાંના જેટલો નિકાસનો વધારો રહેતો નથી. ૧૯૨૫–૨૬ની સાલમાં રૂ. ૧૫૧ કરોડનો નિકાસનો વધારો હતો. ત્યાર પછી નિકાસનો વધારો ઓછો થતો ગયો. ૧૯૩૨થી નિકાસના વધારાની જગ્યા સોનાની નિકાસે લીધી હતી. ૧૯૩૨ ના સપ્ટેમ્બર પછી લગભગ ૩ અબજ રૂપિયાનું સોનું પરદેશ ચઢ્યું. તેને લીધે પરદેશીઓને પોતાનો નફો અને કમિશનના પૈસા તથા બીજી રકમો મોકલવાની મુશ્કેલી પડતી નહોતી, તથા પરદેશ નાણાં મોકલવાની હિંદી વજીર જોગી હૂંડીઓનો ભાવ પણ ટકી રહ્યો હતો. ત્યાર બાદ સોનાની નિકાસ અટકી પડી અને પરદેશી નિકાસ તો કાંઈ બહુ વધી નહિ. તેથી પરદેશની હૂંડીઓનો ભાવ હવે કેવી રીતે ટકી રહેશે અને પરદેશ પૈસા મોકલવાની વ્યવસ્થા કેમ ચાલશે, એવો પ્રશ્ન ઊભો થયો હતો. તેવામાં વિશ્વયુદ્ધ આવ્યું, એટલે પાછી નિકાસ વધી; પણ તે સ્થિતિ ક્યાં સુધી ચાલશે? આપણા દેશને દર વરસે કરોડોનું ધન પરદેશ મોકલવાનું હોવાથી તેને માથે તો રાહુ બેઠેલો જ છે. કાં તો ભૂખ્યા રહીને અનાજપાણી અને કાચો માલ પરદેશ ચડાવો, કાં તો સોનુંરૂપું ખાલી કરો, કાં તો પરદેશના દેવાદાર થાઓ. તે સિવાય ચોથો રસ્તો નથી, સિવાય કે બસો કરોડનો એ આર્થિક સ્રાવ બંધ થાય. આનો અર્થ એવો નથી કે પરદેશ સાથેનો વેપાર બિલકુલ બંધ કરવો. દેશની સ્વતંત્ર સ્થિતિમાં પણ પરદેશો સાથે વેપાર તો ચાલશે જ, પરંતુ તે આપણી શરતે અને આપણી જરૂરિયાત પ્રમાણે થશે; અને કોઈ

સંજોગોમાં પરદેશનું દેવું કરવું પડે તોપણ, આપણા લાભમાં હશે તો જ એ થશે, નહિ કે પરદેશીઓને રળાવવા સારુ. એ રીતે આપણે પ્રાચીન કાળમાં વેપાર કરતા અને સ્વાધીન ભારત ભવિષ્યકાળમાં પણ કરશે; પણ આજના દેવાળિયા અને પરાધીન ધોરણે નહિ.

## બીજો વેપાર

આ પરદેશના વેપાર ઉપરાંત બીજો ઘણો વેપાર થાય છે. કેટલોક વેપાર ઉત્તરમાં હિમાલયથી પાર જમીનમાર્ગે થાય છે; કેટલોક દરિયાકાંઠે થાય છે. કેટલોક માલ પરદેશોથી અહીં આવીને અહીંનાં બંદરો મારફત બીજા દેશોમાં જાય છે, પણ સૌથી મોટો વેપાર તો દેશની અંદરનો છે. આ બધાનું પ્રમાણ નીચે મુજબ છે:—

| વેપાર | કરોડ રૂ. |
|---|---|
| સરહદ પાર જમીનમાર્ગે | ૪૨ |
| દરિયાને કાંઠે કાંઠે | ૭૪ |
| બંદરો મારફત પરબાર્યો | ૧૦ |
| દરિયાઈ વેપાર | ૪૦૦ |
| આંતરિક વેપાર | ૩૦૦૦ |

આ આંકડા જુદાં જુદાં વરસોના છે અને અંદાજી છે; પરંતુ તે એકબીજાની સરખામણીમાં ખ્યાલ આપવા પૂરતા છે. સરહદ પાર જમીનમાર્ગનો વેપાર, આગબોટોથી દરિયાઈ વેપાર થવા લાગ્યો તે પહેલાંનો છે. મહાભારતના સમયમાં પણ આજના અફઘાનિસ્તાન એટલે ગાંધાર દેશ સાથે સંબંધ હતો. મુસલમાનોના આવ્યા પછી તે બાજુનો વેપાર વધ્યો હોય તેમ જણાય છે. તે વેપારના બે મુખ્ય રસ્તા છે: (૧) લાહોરથી કાબૂલ (૨) મુલતાનથી કંદહાર. સરહદ ઉપર બોલનઘાટ સિવાય બીજો રસ્તો નથી, એટલે બીજી રીતે પાડોશના દેશો સાથે વ્યવહાર થઈ શકતો નથી. પણ આ રસ્તે ઈરાન, ચીન વગેરે દેશો સાથે વ્યવહાર થઈ શકે છે. આ રસ્તે કેટલુંક અનાજ, ફળફળાદિ, ખજૂર ઊન, શણ અને પશુઓ વગેરે હિંદમાં આયાત થાય છે. અને હિંદમાંથી કાપડ, ખાંડ, ચા વગેરે એ તરફ નિકાસ થાય છે. હવે એ બાજુ રેલવે થયેલી હોવાથી માલની આવજાનો જુદો હિસાબ રહેતો નથી. પરંતુ એ તરફનો વેપાર ૧૯૨૪-૨૫ માં લગભગ રૂ. ૪૨ કરોડનો હતો.

## કાંઠાનો વેપાર

આપણા દેશને ૪૩૦૦ માઈલ દરિયાકાંઠો છે. એટલે પરદેશની આયાત-નિકાસ ઉપરાંત દરિયાકાંઠા ઉપર માલની આવજા પણ સારી પેઠે થાય છે. તેથી આ જાતના વેપારનું આપણે માટે ખાસ મહત્ત્વ છે. બ્રહ્મદેશમાં જમીનરસ્તે દાખલ થવાની મુશ્કેલી હોવાથી, તેની સાથેનો વ્યવહાર દરિયાઈ રસ્તે જ થાય છે, અને કરાંચી, મુંબઈ વગેરે બંદરો વચ્ચે પણ દરિયાકાંઠે વ્યવહાર ચાલે છે. બ્રહ્મદેશથી ચોખા, ઘાસતેલ, પેટ્રોલ, મીણબત્તી, લાખ વગેરે આવે છે, અને ત્યાં કાપડ, શણનું કાપડ, કોલસો વગેરે જાય છે. આ વેપાર પરદેશી વહાણોમાં થાય છે. ફક્ત સિંધિયા સ્ટીમ નેવીગેશન કંપની દેશી મૂડી અને વ્યવસ્થાવાળી છે. તે પણ માંડ માંડ ઊભી રહી છે.

કાંઠા ઉપરનો વેપાર ૧૯૩૯-૪૦માં લગભગ રૂા. ૭૪ કરોડનો થયો હતો. ૧૯૩૬-૩૭માં તે ૧૬૫ કરોડનો હતો. ત્યાર સુધી બ્રહ્મદેશ સાથેનો વેપાર હિંદના કાંઠાના વેપારમાં ગણાતો હતો. હવે તે પરદેશી વેપારમાં ગણાય છે.

## બંદરી વેપાર

હિંદુસ્તાન પૃથ્વીના ગોળામાં એવી જગ્યાએ આવ્યું છે કે, પૂર્વના અને પશ્ચિમના દેશોને હિંદનાં બંદરો મારફત માલ લેવા મોકલવાનું અનુકૂળ થઈ પડે છે. એટલે જૂના વખતથી આપણાં બંદરો મારફત વેપાર કરવાનું ધોરણ ચાલે છે. પહેલાં પણ ચિનાઈ માટીનાં વાસણ અને રેશમી કાપડ અહીં થઈને પશ્ચિમના દેશોમાં જતાં અને પશ્ચિમનો કાચનો સામાન અહીંનાં બંદરોએ થઈને પૂર્વના દેશોમાં જતો. હાલ ખાંડ, તૈયાર પોશાક, યંત્રો, વાસણો, રબરનો સામાન, ગરમ, રેશમી અને સુતરાઉ કાપડ, મોટરો વગેરે ઘણો તૈયાર માલ હિંદમાં આવે છે અને અહીંનાં બંદરો મારફત બાજુના દેશોમાં જાય છે. ૧૯૩૪-૩૫માં આવી પુનર્નિકાસ લગભગ રૂ. ૧૦ કરોડની થઈ હતી. આ વેપાર ૧૯૨૦-૨૧માં ૧૮ કરોડનો હતો. બહારના દેશો હવે માલ મોકલનાર દેશો સાથે સીધો સંબંધ બાંધીને સીધો માલ મંગાવવાની વ્યવસ્થા કરવા લાગ્યા છે, એટલે આ વેપારનું પ્રમાણ ઓછું થયું છે.

## આંતરિક વેપાર

આ બધાય કરતાં મોટામાં મોટો વેપાર દેશની અંદરનો, જુદાં જુદાં ગામો અને શહેરો વચ્ચેનો છે. તેનો અંદાજ કાઢવો મુશ્કેલ છે. પરંતુ પરદેશ સાથેના વેપારથી ૮ થી ૧૦ ગણો વધારે હશે એમ ધારવામાં આવે છે. આપણા વિશાળ અને કુદરતી સાધનસંપત્તિવાળા દેશને માટે તો આ જ વેપાર અતિ મહત્ત્વનો છે. બીજા વેપારો કોઈ પ્રસંગે બંધ થઈ જાય તોપણ આ વેપાર તો ચાલવાનો જ. તે બાબતમાં આપણી સ્થિતિ અમેરિકા જેવી છે. તે દેશમાં પણ બહારના વેપાર કરતાં દેશની અંદરના વેપારનું મહત્ત્વ વધારે છે. આ રીતે આપણા આંતરિક વેપારનો વિચાર કરવો જોઈએ અને તે ધ્યાનમાં રાખીને તેને સુધારવાના પ્રયત્નો કરવા જોઈએ. પરદેશી સરકારનું હિત બાહ્ય વેપાર પર ચોંટેલું હોવાથી, તે નાણાચલણ, બેંકો, રેલવે વગેરેની વ્યવસ્થા બાહ્ય વેપારની દૃષ્ટિથી વિચારે છે; ત્યારે ખરી રીતે તેનો વિચાર આંતરિક વેપારની દૃષ્ટિથી થવો જોઈએ. સમજુ માણસ ૧ રૂ.નો વિચાર કરશે કે ૮ રૂ.નો વિચાર કરશે? આપણો આંતરિક વેપાર તો બાહ્ય વેપાર કરતાં ૮ ગણો વધારે છે અને તેની સાથે લોકજીવનનો વધારે નિકટનો સંબંધ છે. એટલે હિંદની અર્થનીતિ મુખ્યત્વે આંતરિક વેપારનું હિત ધ્યાનમાં રાખીને રચાવી જોઈએ; નહિ કે બાહ્ય વેપારની દૃષ્ટિએ.

૧૧

# રેલવે, રસ્તા, જળમાર્ગ

આજના જમાનામાં માણસો અને માલની અવરજવર માટે અને લોકોના પરસ્પર સંબંધ માટે અવરજવરનાં સાધનો જરૂરી છે. તેનો યોગ્ય રીતે વિકાસ કરવામાં આવે તો વેપાર રોજગાર વધે અને દેશની આબાદી પણ વધે. પણ હિંદમાં તેનો યોગ્ય રીતે વિકાસ થયો નથી; તે નીચેના વિવરણ ઉપરથી આપણને જણાશે.

હિંદમાં પરદેશી માલ ઘુસાડવા માટે અને હિંદમાંથી કાચો માલ ઘસડી લઈ જવા માટે સરકારના હાથમાં ચાર મોટાં શસ્ત્રો છે: (૧) રેલવે (૨) આગબોટ (૩) બેંકો (૪) નાણાચલણ. આ દરેક જુદી જુદી રીતે પરદેશી સરકારને મનભાવતી રીતે હિંદમાં વેપાર જમાવવામાં અને પરદેશ ધન ઘસડી જવામાં મદદ કરે છે. સ્વતંત્ર દેશોમાં આ સાધનોનો આવી રીતે ઉપયોગ નથી થતો. તે સાધનો હિંદમાં કેવી રીતે રચાયાં છે અને તેનો વ્યવહાર કેવી રીતે ચાલે છે તે આપણે જોઈએ.

## રેલવે

હિંદમાં પહેલવહેલી રેલવે સન ૧૮૪૫ માં નાખવામાં આવી. લૉર્ડ હાર્ડિન્જ તે વખતે હિંદનો ગવર્નર જનરલ હતો. તેને થયું કે, વિલાયતની માફક હિંદમાં પણ રેલવેની સગવડ થાય તો માલની લાવ-મોકલ સહેલાઈથી થઈ શકે. એટલે પ્રથમ મુંબઈથી ૩૩ માઈલ કલ્યાણ, કલકત્તાથી ૧૨૦ માઈલ રાણીગંજ, અને મદ્રાસથી ૩૯ માઈલ આરાકોરમ સુધી રેલવે નંખાઈ. લૉર્ડ ડેલહાઉસીએ રેલવે વધારવાનું ધોરણ પાકે પાયે સ્થિર કર્યું. બ્રિટિશ કંપનીઓને મનગમતી શરતો કરીને હિંદમાં ઉત્તેજન આપ્યું. જે વખતે યુરોપમાં મૂડીનું વ્યાજ ૩ાા થી ૪ ટકા ઊપજતું હતું, તે વખતે હિંદમાં ૪ાા થી ૫ ટકા વ્યાજની બાંયધરી આપીને સરકારે પરદેશી કંપનીઓ પાસે રેલવે નંખાવી.

તેમને તેને સારુ જમીન પણ મફત આપી. આ રીતે બેવડો હેતુ સર્યો. અંગ્રેજ મૂડીને સલામતી ને સારું વ્યાજ મળતું થયું અને તેમનો આવક-જાવક વેપાર વધારવાની સગવડ થઈ. આ રીતે રેલવે વધવા માંડી. રેલવે લાભમાં ચાલે કે નુકસાનમાં ચાલે, તોપણ રેલવે-કંપનીને નક્કી કરેલું વ્યાજ આપવાની સરકારે બાંયધરી આપેલી હોવાથી, કંપનીઓએ રેલવે બાંધવામાં છૂટે હાથે ખર્ચ કર્યું. એમ વેપાર વધ્યો ને તેના મળતરમાંથી રોકાણ મૂડી પણ મળતી ગઈ. એ રીતે એ ચક્ર અંગ્રેજ પ્રજાને ફાવે એવું ગોઠવાઈ ગયું.

અને વ્યાજની રકમ હિંદી સરકારે પ્રજાના કરવેરામાંથી ચૂકવવાનું રાખ્યું, એટલે રેલવે કંપનીઓ ખર્ચ કરવામાંય શું કામ પાછું જુએ? ઇસ્ટ ઇન્ડિયા, જી, આઈ. પી., અને બી. બી. સી. આઈ. જેવી રેલવે કંપનીઓએ દર માઈલે લગભગ બબ્બે લાખ રૂપિયા ખર્ચ કરીને રેલવે બાંધી; ત્યારે તેવી જ રેલવે તે અરસામાં રાજ્ય તરફથી લગભગ અડધા ખરચમાં બંધાઈ હતી. સામાન્ય રીતે એમ મનાય છે કે, જાહેર કામોમાં કરકસર ઓછી થાય છે, તેથી ખર્ચ વધારે આવે છે, અને ખાનગી કંપનીઓ ઓછા ખર્ચે કામ કરે છે. પરંતુ આ બાબતમાં નુકસાન જોડવાનું સરકારે માથે લીધેલું હોવાથી, કંપનીઓનું કામ કશી જવાબદારી કે કરકસરથી થયું નહિ, આંધળું ખર્ચ થયું, અને તેને લીધે કેટલાંક વરસ સુધી દર વરસે સરકારને નુકસાન જોડવું પડયું.

આ પૈસા અપાતા હિંદી પ્રજાના ખિસ્સામાંથી, અને લાભ મળતો પરદેશી કંપનીના શૅરવાળાને. બીજી રીતે કહીએ તો, પરદેશી કંપનીઓને રળાવવા માટે, સરકારે હિંદી લોકો પાસેથી લીધેલા કરવેરાના પૈસામાંથી નુકસાન જોડયા કર્યું. આ રીતે ૧૮૯૯ સુધીમાં લગભગ રૂ. ૭૦ કરોડ સરકારે કંપનીઓને નુકસાન તરીકે આપ્યા. ત્યાર પછી રેલવે કંઈક નફો કરવા લાગી. લગભગ પચાસ વરસ સુધી નુકસાન જોડયા પછી કંઈક નફો જણાયો, તે નફા તરીકે ગણાવા લાગ્યો. કોઈ વેપારી પહેલાંનું નુકસાન ભરપાઈ થયા વગર નફો બતાવે ખરો? તે નફો કહેવાય પણ ખરો? પરંતુ કંપનીઓએ તો તુરત જ નફો ગણાવવા માંડ્યો! ૧૯૦૦-૦૧માં રૂ. ૪૯ લાખ નફો થયો, એમ સરકારે જાહેર

કર્યું. આમ ખોટી રીતે નફો ગણવા છતાં પણ તે નફો કાયમનો ટક્યો નહિ. ૧૯૩૦-૩૧થી ફરી પાછું નુકસાન આવવા લાગ્યું. વળી ૧૯૩૭-૩૮થી ઉપરની ખોટી પદ્ધતિએ પાછો નફો બતાવવા માંડ્યો છે. ૧૯૩૬-૩૭માં વખતોવખત રેલવેના અનામત ફંડમાંથી લીધેલા રૂ. ૩૧ કરોડ માંડી વાળ્યા પછી, ૧૯૩૯-૪૦માં રૂ. ૪ કરોડ નફો જાહેર કર્યો છે. હવે તો મોટરો આથેના હરીફાઈને લીધે બહુ નફો થવાની આશા નથી. (યુદ્ધ દરમિયાન ભાવો વધારીને, કે ગાડીઓ ઓછી કરીને, અને બકરાંની માફક કે તેથી પણ ખરાબ રીતે લોકોને તેમાં બેસાડીને આવક વધારે તે જુદો સવાલ છે.) ઘણાં વરસો નુકસાન જોડ્યા પછી, જ્યારે નફો થવાનો વખત આવ્યો ત્યારે મોટરોની હરીફાઈ જાગી. એટલે નુકસાનમાં શરૂ થયેલા ધંધાને ઠીક ઠીક નફો કરવાનો વખત આવ્યો જ નહિ. આ પ્રમાણે નફા-નુકસાનની દૃષ્ટિએ અને દેશના વેપાર-રોજગારની દૃષ્ટિએ રેલવે ધોળા હાથી સમાન નીવડી છે. ધંધા-રોજગાર ઉપર શી અસર થઈ છે તેની વાત આગળ કરીશું. હાલ રેલવેના વિકાસનો જ વિચાર કરી લઈએ.

સરકારે રેલવે-કંપનીઓને ઉપર જણાવ્યા પ્રમાણે સગવડો આપી તેના બદલામાં એવી શરત કરેલી કે, સરકાર તે રેલવે ૨૫ વરસ પછી અમુક નક્કી કરેલી શરતો પ્રમાણે ખરીદી શકે. તે અનુસાર જી. આઈ. પી., ઈ. આઈ. આર., બી. બી. સી. આઈ. એન. ડબલ્યુ. આર., અને ઈસ્ટ બેંગાલ જેવી રેલવે સરકારે ખરીદી લીધી છે. તેમાં રૂ. ૮૫૩ કરોડ રોકાયા છે. તે રેલવે ખરીદતી વખતે પણ પરદેશી મૂડીવાળાઓને ખટાવવાની જ નીતિ અખત્યાર કરવામાં આવી હતી. સરકાર રેલવે ખરીદવાની છે તે જાહેર થવાને પરિણામે રેલવેના શેરના ભાવ વધ્યા. તે વધેલા ભાવે સરકારે રેલવે ખરીદી. તે પ્રમાણે રૂ. ૫૦ કરોડ વધારે આપવા પડ્યા.

આટલું આટલું નુકસાન વેઠ્યા છતાં, આ કંપનીઓએ કે સરકારી રેલવેએ દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવા પ્રયત્ન કર્યો નથી. ઊલટું દેશી ઉદ્યોગોના વિકાસ અટકે એવાં કામ કર્યાં છે. મુંબઈ બંદરેથી કાનપુર (૮૪૦ માઈલ) માલ મોકલવો સસ્તો પડે, પરંતુ કાનપુરથી અકોલા

૬૪૯ માઇલ માલ મોકલવો મોંઘો પડે! રેલવેના નૂરના ભાવ એવી રીતે રાખવાથી પરદેશી માલ લાવવો સસ્તો પડે છે અને દેશી માલ લાવવો મોંઘો પડે છે. ટૂંકામાં, બંદરોથી દેશના કોઈ પણ ભાગમાં માલ મોકલવાનું ફાવે અને દેશના કોઈ ભાગમાંથી બંદરે કાચો માલ મોકલવો ફાવે, એવી રીતે નૂરના ભાવ ગોઠવવામાં આવે છે. આથી બંદરો સિવાય, દેશના બીજા ભાગોમાં માલની અવરજવર સસ્તા દરે થઈ શકતી નથી. અહીંથી જાપાન કે જર્મની સાથે વ્યવહાર કરવાની સગવડ મળે: પણ અમદાવાદથી કાનપુર સાથે વ્યવહાર કરવાની સગવડ નહિ! આવી સ્થિતિ મૂળથી ચાલે છે. ઘણા પોકાર પછી તેમાં કાંઈક ફેરફાર થયો છે, પણ તે અન્યાય નાબૂદ તો નથી થયો. આ બતાવે છે કે, રેલવેએ પરદેશી માલને દેશને ખૂણે ખૂણે પહોંચાડવાનું અને ખૂણે ખૂણેથી કાચો માલ બંદરોએ ઘસડી જવાનું કામ મુખ્યત્વે કર્યું છે. દેશની અંદરનો વેપાર વિકસાવવાનું કે દેશના હુન્નર-ઉદ્યોગને ઉત્તેજન આપવાનું કામ તેણે પોતાનું માન્યું નથી.

આ બાબતમાં લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓને વહીવટ કરવાનો અધિકાર આપ્યો નથી. ૧૯૩૫થી તો રેલવે વહીવટ સમિતિ ધારાસભાથી અલગ કરી નાખી છે. જેથી પ્રજાકીય સભ્યો સરકારના કામમાં દખલ કરે નહિ. રેલવેનું અંદાજપત્ર તો ૧૯૨૫-૨૬થી ધારાસભામાં જુદું રજૂ થાય છે. પણ મહત્ત્વના ફેરફારો કરવાનો ધારાસભાના સભ્યોને અધિકાર નથી. કોઈ શાળાની ચર્ચાસભાની માફક સભ્યો ચર્ચા કરી શકે છે, પણ તેમાં કંઈ મહત્ત્વનો ફેરફાર કરી શકતા નથી. આ રીતે રેલવેનો વહીવટ થતો હોવાથી, દેશના લોકોને લાભ કરી શકે એવું એક મોટું સાધન લાભ કરવાને બદલે હાનિકારક થઈ પડ્યું છે, અને છતાં તેના નિભાવ માટે કરોડોનું નુકસાન તો હિંદના લોકોએ જોડ્યું છે. રેલવેના ઉતારુની આવકમાં ૮૦ ટકા ઉપર ફાળો ત્રીજા વર્ગના ઉતારુઓ આપે છે, છતાં નથી તેમની સગવડો જોવાતી, કે નથી તેમના ધંધા-રોજગારમાં મદદ મળાતી.

રેલવેની નોકરીઓમાં હિંદીઓનું પ્રમાણ પણ ઓછું છે. ૧૯૩૮માં રેલવેના અમલદારોમાં લગભગ ૪૮ ટકા પરદેશીઓ હતા. બાકીના

૫૦ ટકામાં હિંદીઓ આવે. પણ તેમાંય ઍંગ્લો–ઇન્ડિયનો અને હિંદમાં વસેલા ગોરાઓ, જેઓ હિંદીઓ ગણાય છે, તેમનો સમાવેશ થઇ જાય છે. એટલે ચોખ્ખું હિંદીઓનું પ્રમાણ ઓછું આવે છે. વળી માસિક રૂ.૨૫૦ના પગારની નોકરીઓમાં તો એ ગોરાઓ અને ઍંગ્લો-ઇન્ડિયનોનું પ્રમાણ ૪૨ ટકા હતું; બીજા પરદેશીઓ જુદા. રૂા. ૨૫૦ ઉપરની પગારની નોકરીઓમાં તો હિંદીઓનું પ્રમાણ તેથીય ઓછું છે. આ સ્થિતિમાં સુધારો કરવાનું સરકારે સ્વીકારેલું છે; પરંતુ પોતાના દેશભાઇઓના હિતનો પ્રશ્ન હોવાથી, અંગ્રેજ સરકારને હસ્તે તેમાં પ્રગતિ બહુ ધીમી થાય છે. ૧૯૩૭ અને ૧૯૩૮માં રેલવેની નોકરીમાં ૨ ટકા હિંદીઓ વધ્યા હતા. આમ નિયમિત ચાલે તો ૪૮ ટકાનો ફેર પડતાં ૨૪ વરસ લાગે. સરકારની પોતાની માલિકીની રેલવેમાં પણ આવું જ ચાલે છે; તે બતાવે છે કે, કંપનીઓ પાસેથી સરકારે રેલવે ખરીદી લીધી, છતાં પ્રજાહિતની દૃષ્ટિએ વહીવટમાં ખાસ સુધારો થયો નથી. તેનું કારણ સ્પષ્ટ છે. કંપનીઓ અને સરકારનું દૃષ્ટિબિંદુ જુદું નથી, અને લોકોના પ્રતિનિધિઓનો તેના પર કાબૂ નથી. એટલે લોકોને પૈસે રેલવે ચાલતી હોવા છતાં, લોકોનું હિત તેમાં જળવાતું નથી.

### રેલવે વિ૦ નહેરકામ

રેલવે દ્વારા પરદેશના વેપારને ઉત્તેજન આપવા ઉપરાંત, તે મારફત બીજો પણ એક હેતુ સરકાર સાધે છે. આવડા મોટા દેશને કાબૂમાં રાખવા માટે, હિંદની તિજોરીમાંથી કરોડોના ખરચે કાયમી મોટું લશ્કર સરકાર રાખે છે. પણ જો રેલવે દ્વારા દેશના કોઇપણ ભાગમાં સહેલાઇથી તેને પહોંચાડી ન શકે, તો એ લશ્કર નકામું થઇ પડે. એટલે કેટલીક રેલવે તો આ હેતુથી જ નાખેલી છે. આવા વિધવિધ હેતુથી રેલવે નાખેલી હોવાથી, સરકારે રેલવેની સરખામણીમાં ખેતી માટે નહેરોના વિકાસ તરફ ધ્યાન આપ્યું નથી. ૧૯૩૯–૪૦માં ૪૧૧૫૬ માઇલ રેલવે હતી અને તેમાં ૮૫૩ કરોડ રૂ. રોકાયા હતા, ત્યારે તે જ વરસમાં ૨૮૨ લાખ એકર જમીનને નહેરોનું પાણી મળતું હતું અને તેમાં ફક્ત રૂ. ૧૫૪ કરોડ રોકાયા હતા. રેલવે પાછળ સરકારે રૂ. ૭૬ કરોડનું નુકસાન જોડયું છે, ત્યારે નહેરોના વહીવટમાંથી સરકારે હમેશાં

નફો જ કર્યો છે. ૧૯૩૯–૪૦ માં રેલવેમાંથી સરકારને ૪.૬૧ ટકા વ્યાજ ઊપજ્યું, ત્યારે નહેરોમાંથી ૬.૫૨ ટકા વ્યાજ ઊપજ્યું. આ રીતે સરકારની નીતિ સાવકી માના જેવી છે. તેની દૃષ્ટિ પશ્ચિમના દરિયા તરફ છે, હિંદનાં ખેતરો પર નથી. રેલવેનો વહીવટ પરદેશી વેપારને ઉત્તેજન આપવાની અને લશ્કરના અવરજવરની સગવડની દૃષ્ટિથી જ કરવામાં આવે છે. અને તેથી જ ૧૯૩૫ના સુધારામાં એ ખાતા માટે અગાઉથી અલગ સમિતિ કરવામાં આવી છે. સરકારના હેતુમાં વિઘ્ન નાખે એવી કોઈ જાતની દખલ સરકારને જોઈતી નથી. તે સિવાય પ્રજાતંત્રને નામે જે કશાથી લોકોને રીઝવી શકાય તે આપવા સરકારને વાંધો નથી. પણ સ્વરાજ્યને નામે એવો બોદલો રૂપિયો સરકાર આપે તે શા કામનો ?

## રસ્તાઓ

રેલવેને ઉત્તજન આપવા જતાં જેમ નહેરો પ્રત્યે દુર્લક્ષ રાખેલું છે, તેવી જ રીતે રસ્તાઓ બાંધવાના કામમાં અને જળમાર્ગનો વ્યવહાર વધારવાના કામમાં પણ દુર્લક્ષ રાખેલું છે. લાંબા ધોરી રસ્તાઓ મુસલમાની રાજ્યના સમયમાં હતા, તે કરતાં બહુ વધ્યા નથી. જૂના રસ્તાઓ સુધારવામાં આવ્યા છે અને કેટલાક નવા રસ્તા બાંધવામાં આવ્યા છે; પણ તે દેશની વિશાળતાના પ્રમાણમાં જૂજ છે. રસ્તાનું કામ જ્યાં કલેક્ટરો કે કમિશ્નરો કે ગવર્નરોને ફરવાનું હોય, અથવા તો પરદેશીઓને સગવડકારક હોય, ત્યાં જ કરવામાં આવ્યું છે. કેટલાક રસ્તા રેલવેની સગવડ ખાતર પણ બાંધવામાં આવ્યા છે. આ રીતે રેલવેનો વ્યવહાર જમાવવામાં મદદરૂપ થાય અને સરકારી અમલદારો અને પરદેશીઓ પોતાના કામને અંગે, ગમે ત્યાં ઘોડા ઉપર કે મોટરમાં પહોંચી શકે, એ દૃષ્ટિએ નવા રસ્તા બાંધવામાં આવ્યા છે. આપણા લોક ગામડાંમાં મોટે ભાગે વસે છે. તેમની સગવડ કે તેમનાં વાહનોના અવરજવરની સગવડ ભાગ્યે જ જોવામાં આવે છે; એટલે તેમને માટે રસ્તાઓ બાંધવામાં આવ્યા નથી.

આવા પાકા રસ્તા ૧૯૩૬–૩૭માં ૮૨,૨૯૯ માઇલ હતા અને કાચા રસ્તા ૨૩૧,૮૮૨ માઇલ હતા. એટલે કુલ કાચા પાકા રસ્તા ૩૧૪,૧૮૧

માઈલ હતા.* હિંદ જેવા વિશાળ દેશમાં, એક લેખકે કહ્યું છે કે, ૩૦ લાખ માઈલ રસ્તા હોવા જોઈએ; પણ આપણે ત્યાં ફક્ત ૧૦ ટકા છે. ૧૯૨૯ પછી, વડી સરકારે પેટ્રોલ ઉપર ગૅલને બે આના વેરો વધાર્યો, તેનો ઉપયોગ પ્રાંતોમાં રસ્તા બાંધવાના કામમાં થાય છે. એટલે રસ્તાના બાંધકામમાં હવે વિશેષ લક્ષ અપાવા માંડ્યું છે. અમદાવાદ અને મુંબઈ વચ્ચે મોટો ધોરી માર્ગ બાંધવાની યોજના થઈ છે; પણ હજુ ગુજરાતમાં જ ઘણો ભાગ એવો છે કે જ્યાં ચોમાસામાં રસ્તાની મુશ્કેલીને લીધે ગામડાંમાં કેદ થઈ રહેવું પડે. આ સ્થિતિ તરફ લક્ષ આપીને રસ્તા બાંધવાની યોજના વિચારવી જોઈએ. રસ્તા થવાથી મોટરોનો રસ્તો સરળ થાય અને તેથી રેલવેને કંઈક નુકસાન પહોંચે એમ બને. પરંતુ અવરજવરની સગવડનો ખ્યાલ કરી રસ્તા વધારવાનો વિચાર કરવો જોઈએ. બીજા ખ્યાલોથી રસ્તા બાંધવાનું કામ ઢીલમાં ન પડવું જોઈએ. અને તેમાં મુખ્યત્વે લોકોની સવડ વિચારવી જોઈએ. નહિ કે મુલકી યા લશ્કરી વહીવટની.

### જળમાર્ગ

જળમાર્ગનો વ્યવહાર, રેલવે આવી તે પહેલાં, ઠીક ઠીક ચાલતો હતો. દક્ષિણમાં તો વહાણો ચાલી શકે એવી નદીઓ ઓછી છે. મહા નદી, ગોદાવરી, અને કૃષ્ણાના કેટલાક ભાગમાં વહાણો ચાલી શકે તેમ છે. તે સિવાય દક્ષિણનો ઘણો ભાગ જળવ્યવહાર માટે નકામો છે. નર્મદા, તાપીમાં નાનાં વહાણો અને હોડીઓ ચાલી શકે છે. પહેલાં એને લીધે જ સુરત, ભરૂચનું મહત્ત્વ હતું. આજે તે રહ્યું નથી. પૂર્વ અને ઉત્તરમાં તો વહાણો ચાલી શકે તેવો ઘણો ભાગ છે. સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા અને ઈરાવદીના પ્રવાહની દિશામાં લગભગ ૨૬૦૦ માઈલનો

* ૧૯૪૦ માં મ્યુનિસિપલ સિવાયના રસ્તા નીચે મુજબ હતા:—

| | | |
|---|---|---|
| પાકા રસ્તા | ૬૪,૦૭૦ | માઈલ |
| કાચા ,, | ૨૨૧,૨૪૩ | ,, |
| કુલ | ૨૮૫,૩૧૩ | ,, |

ઉપર જણાવેલા ૩૧૪,૧૮૧ માઈલમાં મ્યુનિ. ના રસ્તા ૧૮,૪૩૩ માઈલ હતા.

વિસ્તાર એવો છે, જ્યાં જળમાર્ગે વ્યવહાર થઈ શકે. પણ આ વ્યવહાર ઓછો થઈ ગયો છે. રેલવે વધી તેમ આ વ્યવહાર ઘટ્યો. નહેરોની પેઠે, સરકારનુ વલણ, આ બાબતમાં પણ સાવકી માના જેવું છે. રેલવે તરફના પક્ષપાતને લીધે, જળમાર્ગનો વ્યવહાર પાછળ પડી ગયો છે સરકારે તેને ઉત્તેજન આપીને ટકાવવાનો પ્રયત્ન કર્યો નથી. બાકી રેલવે કરતાં જળમાર્ગનો વ્યવહાર સરળ પડે તે નિર્વિવાદ છે. જળમાર્ગમાં જમીન અને પાટાનું ખર્ચ ન થાય અને વિશેષમાં રેલવે એન્જિન કરતાં વહાણના એન્જિનનું ખર્ચ પણ ઓછું આવે. વળી રેલવેનો ડબો પોતાના વજન કરતાં બમણું વજન ઉપાડી શકે છે, ત્યારે વહાણ પોતાના વજન કરતાં ૫ થી ૬ ગણો માલ લઈ જઈ શકે છે. આ રીતે રેલવે કરતાં જળમાર્ગમાં ખર્ચ ઓછું આવે. પરંતુ જે કુદરતની સગવડો આપણે ત્યાં જળમાર્ગના વ્યવહાર માટે છે, તે તરફ અત્યાર સુધી દુર્લક્ષ થયું છે. રેલવે તરફનો, એટલે કે અંગ્રેજ વેપાર માટેનો પક્ષપાત મટીને લોકહિત તરફનો પક્ષપાત વધે, તો જ તેમાં સુધારો થઈ શકે અને તો જ કેટલાકને તે ધંધામાંથી રોજી પણ આપી શકાય. આપણા દેશમાં કેટલાય એવા લોકો છે, જે સ્વાભાવિક રીતે વહાણવટાના કામમાં પાવરધા હોય છે. તેથી જળમાર્ગનો વ્યવહાર વધે તો એવા લોકોને કામ મળે.

સ્વરાજ—સરકારે આવી આવી બાબતો વિચારીને યોજનાપૂર્વક તેમને આગળ કરી ઉત્તેજન આપવું જોઈશે. વહાણવટું એ દરેક રાષ્ટ્રને માટે ભારે ઉત્પાદક ઉદ્યોગ ગણાય છે. વેપાર તથા મુસાફરીના સાધન તરીકે એ કીમતી ધંધાનો વિચાર અલગ પ્રકરણમાં કરીશું.

# ૧૨

## વહાણવટું

જળમાર્ગનો વ્યવહાર દેશના અંદરના ભાગોમાં નદીઓ દ્વારા થાય છે, તેમ કાંઠા ઉપરના ભાગો સાથે, બ્રહ્મદેશ સાથે અને પરદેશો સાથે વ્યવહાર દરિયામાર્ગે થાય છે. પહેલાંના વખતમાં હિંદમાં વહાણો બનતાં. પરદેશો સાથે અને કાંઠા ઉપર વ્યવહાર હિંદમાં બનેલાં વહાણોમાં થતો. ઈ. સ. ૧૮૦૦ના અરસામાં હિંદમાં સાગનાં વહાણો એવાં સરસ બનતાં કે ઈસ્ટ ઇન્ડિયા કંપની પણ પોતાનાં વહાણો હિંદમાંથી ખરીદતી. તે વખતના એક ગવર્નર-જનરલે લખ્યું હતું કે, "ઇંગ્લંડ માલ લઈ જવા માટે એકલા કલકત્તાનાં બંદરમાં જ પડેલાં ૧૦,૦૦૦ ટન વજનનાં વહાણો હિંદમાં જ બનેલાં છે." બીજા એક અંગ્રેજે તે અરસામાં લખેલું કે, "હિંદમાં સાગનાં બનેલાં વહાણો ૫૦ વરસ કરતાં વધુ પહોંચે છે, જ્યારે ઇંગ્લંડનાં ઓકનાં વહાણ બાર બાર વરસે બદલવાં પડે છે. યુરોપમાં બનેલું વહાણ હિંદુસ્તાન સુધીની છ મુસાફરીઓ કર્યા બાદ નકામું થઈ જાય છે, જ્યારે 'સર એડવર્ડ હ્યૂ' નામનું હિંદમાં બનેલું વહાણ ૮ વખત મુસાફરી કરી આવ્યા બાદ પણ એવી સારી સ્થિતિમાં હતું કે તેને નૌકાસૈન્ય માટે ખરીદ કરવામાં આવ્યું !"

આ લગભગ ૧૫૦ વરસ પહેલાંની સ્થિતિનું વર્ણન છે. આજે પરિસ્થિતિ ઊલટાઈ ગઈ છે. દુનિયાના બીજા દેશોની સરખામણીમાં આપણી માલિકીનાં વહાણોનું પ્રમાણ નજીવું છે.

માલિકીનાં વહાણોનું વજન

| | |
|---|---|
| ગ્રેટ બ્રિટન | ૧૯૭ લાખ ટન |
| અમેરિકા | ૧૩૪ ,, ,, |
| જાપાન | ૪૩ ,, ,, |
| જર્મની | ૩૦ ,, ,, |
| કૅનેડા | ૧૫ ,, ,, |
| હિંદ | ૩ ,, ,, |

આપણો દરિયાઈ વેપાર ઘણો છે અને કિનારા પરનો વેપાર પણ ઠીક ઠીક પ્રમાણમાં છે. ૧૯૩૯–૪૦માં આપણો દરિયાઈ વેપાર લગભગ રૂ. ૪૦૦ કરોડનો હતો. તે બન્નેમાં માલ લાવવા લઈ જવાનો ધંધો પરદેશી આગબોટોમાં થાય છે. ઉતારુઓ લાવવા લઈ જવાનું કામ પણ એ જ રીતે થાય છે. દરિયાઈ વેપારનો લગભગ ૯૮ ટકા વેપાર પરદેશી-ઓના હાથમાં છે. તેને પરિણામે માલના નૂરમાં અને ઉતારુઓના ભાડામાં દર વરસે લગભગ રૂા. ૪૦ કરોડ પરદેશ સિધાવે છે. :પોતાનો દરિયાકાંઠો અને અબજો રૂપિયાનો દરિયાઈ વેપાર હોવા છતાં, આમ દરિયાઈ ધંધો બીજાના હાથમાં હોય અને કરોડો રૂપિયા તે પેટે પરદેશીઓને આપવા પડે, એવું તો આપણા દેશમાં જ બને છે. પરદેશો સાથે દરિયાઈ સંબંધ ધરાવતી બધી પ્રજાઓ પોતાનાં વહાણો બાંધે છે અને પોતાનાં વહાણોમાં વેપાર ચલાવે છે. માલ કે ઉતારુઓ પરદેશ લાવવા લઈ જવાનું બધું કામ તો પોતાનાં વહાણોમાં ન કરી શકે, પરંતુ એકેએક પ્રજા પોતાના દરિયાકાંઠાનો વેપાર પોતાને હસ્તક જ રાખે છે અને તેને માટે પોતાનાં વહાણો જ વાપરે છે. આપણા દેશમાં ૪૦૦૦ માઇલ ઉપરાંત દરિયાકાંઠો છે, છતાં તે વેપાર પણ આપણા હાથમાં નથી. એ વેપાર લગભગ ૫૦થી ૬૦ લાખ ટનનો થાય છે. તેમાં હિંદની દેશી કંપનીઓ અગર દેશી હોડીઓનો હિસ્સો લગભગ ૧૫ ટકા છે. તેમાંય અડધું કામ તો હોડીઓ કરે છે. વહાણો કે આગબોટોથી કામ કરવા માટે વખતોવખત પ્રયત્નો થયેલા છે; પરંતુ પરદેશી કંપનીઓની હરીફાઈને લીધે અને સરકારના ટેકાના અભાવને લીધે દેશી કંપનીઓ ફાવી નથી. આવી ૩૨ કંપનીઓ સ્થાપવામાં આવી હતી. તેમાંથી ૨૩ કંપનીઓને તો કામ છોડી દેવું પડયું. બાકીની હમાં સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની મોટી છે. તેની પાસે ૧૦ આગબોટો છે અને પરદેશી કંપનીઓની સાથે અમુક પ્રકારના કરાર કરીને તેમની દયા ઉપર જીવે છે.

આ કંપનીના વિકાસનો ઇતિહાસ રમૂજી છે. પરદેશી કંપનીઓ આ કામમાં કેવી મુશ્કેલીઓ ઊભી કરે છે તેનો ખ્યાલ તેમાંથી આવે છે. સિંધિયા કંપની ૧૯૧૯માં સ્થપાઈ, ત્યારે તેણે એક આગબોટ ખરીદીને પરદેશ ઉતારુઓ લઈ જવાનું કામ શરૂ કર્યું. આગબોટ ઉતારુઓને

લઈ તો ગઈ, પરંતુ પરદેશમાં પ્રતિસ્પર્ધી વાતાવરણને લીધે તે આગબોટ હિંદમાં તુરત પાછી આવી શકી નહિ અને તેને ૬ માસ લંડનમાં જ પડી રહેવું પડયું. પછી તે કંપનીએ કેટલીક આગબોટો ત્યાં ખરીદી. તેના પૈસા આપવા છતાં, તેની માલિકીની ફેરફારી કરવામાં જ મુશ્કેલી નડી. કેટલીક શરતો સ્વીકાર્યાં પછી માલિકીની ફેરફારી થઈ શકી. આમ આગબોટો ખરીદી તો ખરી, પરંતુ પરદેશી કંપનીઓએ પોતાના ભાવ કાપી નાખ્યા અને જેઓ અમુક જ કંપની સાથે કામ કરવાનું ચાલુ રાખે, તેમને પછીથી ભાવમાં વળતર આપવાનું ધોરણ દાખલ કર્યું. આ રીતે પરદેશી કંપનીઓએ આ કંપનીનું કામ ચાલવા ન દીધું. તે કંપનીઓનો વિચાર એવો હતો કે, કોઈ દેશી કંપનીને જામવા જ ન દેવી, અને કનડગત કરીને તોડી પાડવાનો પ્રયત્ન સફળ ન થાય તો છેવટે તેને ખરીદી લેવી. આ યોજના અનુસાર સિંધિયા કંપની ભાંગી પડશે નહિ એમ જ્યારે પરદેશી કંપનીઓને લાગ્યું, ત્યારે તેમની તરફથી સિંધિયા કંપનીને ખરીદી લેવાની સૂચના થઈ. પરંતુ તે કંપનીના શેરવાળાઓએ કંપનીને વેચી દેવાની ના પાડી. આમ અનેક મુશ્કેલીઓમાં આ કંપનીનું કામ ચાલ્યું છે. તેના શેરના ભાવ ઘણા ઓછા રહેતા; નફો વહેંચાતો નહિ. એટલે કંપનીએ થાકીને બ્રિટિશ ઇન્ડિયા કંપની સાથે સુલેહ કરી અને હિંદ, બર્મા અને સિલોનમાં કાંઠા ઉપર જ કામ કરવાની કબૂલાત આપી. ઉતારુઓ લઈ જવા નહિ એવી શરત પણ સ્વીકારી. આ રીતે પરદેશી કંપની સાથે કરાર કરીને તેની સાથેની કબૂલાત પ્રમાણે આ કંપની કામ કરી શકે છે.

બીજા દેશોમાં બને છે તેમ, ખરી રીતે તો એમ થવું જોઈએ કે, કાંઠા ઉપરનું બધું કામ કાયદાથી દેશી કંપનીઓના હાથમાં રહેવું જોઈએ. આવો પ્રબળ મત આપણા દેશમાં પણ છે. પરંતુ તેનું સક્રિય પરિણામ કંઈ આવ્યું નથી. ૧૯૨૮ની સાલમાં વડી ધારાસભાના એક સભ્ય શ્રી. એસ. એન. હાજીએ કાંઠાના વેપારને અંગે એક ખરડો ધારાસભામાં મૂક્યો હતો. ગાંધીજીએ ૧૯૩૦માં સ્વરાજ્યની લડત ઉપાડી તે વખતે વાઇસરૉય પાસે જે ૧૧ માગણીઓ રજૂ કરેલી, તેમાંની એક માગણી એવી હતી કે, 'શ્રી. હાજીના બિલ પ્રમાણે કાંઠા ઉપરનો વેપાર

હિંદીઓને હસ્તક રાખવો.' પરંતુ હાજીનું બિલ તો અભરાઈએ ચડી ગયું. અને હવે તો ૧૯૩૫ના સુધારા પ્રમાણે દેશી પરદેશી કંપનીનો ભેદ પાડીને કોઈ પણ કાયદો કરવાનો અધિકાર પણ ધારાસભાને ન રહ્યો. એટલે પ્રજાના હાથમાં વડી સરકારનો સંપૂર્ણ કાબૂ આવ્યા વગર તે બાબતમાં હવે કંઈ થઈ શકે તેમ લાગતું નથી.

આ કામ મોટે ભાગે પરદેશી કંપનીઓના હાથમાં હોવાથી તેઓ પરદેશ પૈસા ઘસડી જાય છે એટલું જ નહિ, પરંતુ હિંદીઓને તે કામની તાલીમ પણ મળતી નથી. સરકારે માત્ર એક જહાજ હિંદીઓને કેળવવા માટે રાખ્યું છે. તે સમુદ્રમાં બિંદુ સમાન છે. તેને પરિણામે ખાસ કંઈ ફેરફાર થયો નથી. ટૂંકામાં હિંદી સરકારે પરદેશી કંપનીઓનું હિત લક્ષમાં રાખીને આ બાબત તરફ દુર્લક્ષ આપ્યું છે, અને જે પ્રયત્નો થયા છે તેને દાબી દીધા છે. જાપાન જેવા દેશે આ કામમાં થોડાં જ વરસોમાં સારી પ્રગતિ કરી છે, ત્યારે હિંદ હતું ત્યાંનું ત્યાં રહ્યું છે. ૧૮૯૪માં પોતાના પરદેશના વેપારમાં જાપાનનાં વહાણોનો હિસ્સો માત્ર ૮ ટકા હતો. તે ૧૯૨૮માં ૭૨ ટકા થયો અને તેનાં જહાજો માટે ઇજનેરો અને કમાનો તરીકે પણ જાપાનીઓને કેળવીને તૈયાર કરવામાં આવ્યા. ૧૯૨૮માં તેના કમાનો અને ઇજનેરોમાં ફક્ત ૨ ટકા પરદેશી કમાનની જગ્યાઓ હતી અને તેમાં પણ એક જ પરદેશી કમાનની જગ્યાએ હતો. ત્યારે આપણે ત્યાં ફક્ત સિંધિયા કંપની હિંદીઓને કેળવે છે અને રાખે છે. સરકારનો પ્રયત્ન તો નહિ જેવો છે. આ અન્યાય, સાચી સત્તા હાથમાં ન આવે ત્યાં સુધી, દૂર થઈ શકે એમ નથી.

૧૩

# બૅન્ક અને શરાફી

વાહનોની સગવડ ઉપરાંત વેપાર-ઉદ્યોગના વિકાસ માટે બૅંકો એ પ્રબળ સાધન છે. તે નાણાવ્યવહારનું હૃદય છે એમ કહેવાય છે. હાલની મોટી મૂડીવાળી બૅંકોની સ્થાપના પહેલાં હિંદમાં શરાફી પેઢીઓ કામ કરતી અને દેશ પરદેશ સાથે નાણાવ્યવહાર કરતી. આજથી લગભગ ૨૨૦૦ વરસ પહેલાં લખાયેલા ચાણક્યના અર્થશાસ્ત્રમાં શરાફોનું વર્ણન છે અને તેથી આગળ ૩૦૦૦ વરસ પર લખાયેલી મનુસ્મૃતિમાં પણ શરાફોના કામને વિષે લખેલું છે. તે વર્ણન હાલની શરાફીનું વર્ણન હોય તેવું લાગે છે. એટલે શરાફીનું કામ હિંદમાં આજકાલનું નથી. પરંતુ ઘણા જૂના વખતનું છે. તે કામ હાલ બૅંકો અને શરાફો કરે છે.

બૅંકો કરતાં શરાફી પેઢીઓ નાણાવ્યવહારનું વધારે કામ કરે છે. દેશના નાણાવ્યવહારનું ૯૦ ટકા કરતાં વધારે કામ શરાફી પેઢીઓને હાથે થાય છે. બૅંકોની શાખાઓ તો ૫૦૦૦ થી વધારે વસ્તીવાળા લગભગ ૨૭૦૦ માંથી ફક્ત ૪૦૦ શહેરોમાં છે. આખા દેશમાં મળી ૧૯૪૦ ને અંતે કુલ ૨૦૭૪ બૅંકોની શાખાઓ હતી. એટલે ૧૦ લાખની વસ્તીએ પાંચ બૅંકો થઈ; ત્યારે બાકીના ભાગોમાં અને શહેરોમાં પણ ઘણો વ્યવહાર દેશી શરાફી પેઢીઓ દ્વારા થાય છે. તે બન્નેની કાર્યની મર્યાદા લગભગ સરખી છે; કામકાજની પદ્ધતિ અને બંધારણમાં થોડો ફેર છે. શરાફી પેઢીઓ કોઈ વ્યક્તિની કે બે ચાર ભાગીદારોની હોય છે. બૅંકો શેરથી, સહિયારી મૂડીથી ઊભી કરવામાં આવેલી હોય છે અને ચૂંટેલા વ્યવસ્થાપકો તેનો વહીવટ કરે છે. આજના જમાનામાં મોટા પાયા પર કામ કરવા માટે એવી લાખોની મૂડીવાળી બૅંકોની જરૂર છે. પરંતુ બૅંકોની કાર્યપદ્ધતિમાં થોડો ફેર હોય છે, એને લીધે સામાન્ય માણસને બૅંકો સાથે વ્યવહાર કરવામાં મુશ્કેલી નડે છે. તેનું કામકાજ બધું અંગ્રેજી ભાષામાં ચાલે છે; તેના વ્યવહારમાં શરાફી

પેઢીની માફક અંગત સંબંધનો અભાવ હોય છે; તેનું કામ ઘણું ખર્ચાળ હોય છે. આવાં કારણોને લીધે બૅંકો સાથે શિક્ષિત માણસોને જ કામ કરવું ફાવે છે અને તેથી સામાન્ય લોકો શરાફી પેઢી સાથે સંબંધ રાખવાનું વધારે પસંદ કરે છે. પણ શરાફી પેઢીઓની શાખ હવે પહેલાંના જેટલી રહી નથી અને સરકારનું તેમને રક્ષણ નથી. એટલે અગવડો વેઠીને પણ લોકો શક્ય હોય ત્યાં બૅંકો સાથે સંબંધ રાખવા લાગે છે.

આમ જુદી જુદી નાણાવ્યવહાર કરનારી સંસ્થાઓના મુખ્ય પ્રકાર હિંદમાં નીચે પ્રમાણે છે: ૧૯૪૦

| | मूडी अने अनामत | ( रू लाख ) जमा रकम |
|---|---|---|
| ૧. રિઝર્વ બૅંક | ૧૦૦૦ | ૩૪૫૫૨ |
| ૨. ઇમ્પીરિયલ બૅંક | ૧૧૨૫ | ૯૬૦૩ |
| ૩ નાણાવટી બૅંકો (પરદેશ સાથે લેવડદેવડ કરનારી) | ૧૬૯૦૦ | ૮૫૫૭ |
| ૪. વેપારી બૅંકો | ૧૮૬૬ | ૧૩૦૫૧ |
| ૫ ટપાલ ઑફિસ બચત શાખાઓ | — | ૭૭૧૫ |
| ૬. સહકારી બૅંકો | ૧૧૧૬ | ૩૯૧૮ |
| ૭. દેશી શરાફો | — | |

આ જુદા જુદા પ્રકારની સંસ્થાઓની ટૂંકમાં હકીકત જોઈશું.

### રિઝર્વ બૅંક

રિઝર્વ બૅંક એ આખા દેશની મધ્યસ્થ બૅંક છે. તેની સ્થાપના ૧૯૩૫માં કરવામાં આવી છે. ૫ કરોડની મૂડીથી તે ઊભી કરવામાં આવી છે. સરકારે તેમાં રૂ. ૨,૨૦,૦૦૦ના શૅર લીધા છે. બાકીની મૂડી સો સોના શૅરથી મેળવવામાં આવી છે. સરકારી નાણાંનો, કરજનો, પરદેશની લેવડદેવડનો અને ચલણી નોટોનો વહીવટ આ બૅંક કરે છે. તેના વ્યવસ્થાપક મંડળમાં સરકાર પોતાના ખાસ માણસો નીમે છે અને બૅંકનું કામકાજ તેમની દેખરેખ નીચે થાય છે. બૅંક કયું કામ કરી શકે અને કયું ન કરી શકે તે કાયદાથી નક્કી કરવામાં આવ્યું છે. તેની મુખ્ય શાખાઓ મુંબઈ, કલકત્તા, દિલ્હી, રંગૂન અને મદ્રાસમાં છે,

અને એક શાખા લંડનમાં છે. જ્યાં તેની શાખાઓ ન હોય ત્યાં તેના પ્રતિનિધિ તરીકે ઇમ્પીરિયલ બેંક કામ કરે છે. આ બેંકના કામકાજ ઉપર ધારાસભાનો અંકુશ નથી. સરકારે જાણી જોઈને તેને ધારાસભાના અંકુશની બહાર રાખ્યું છે. તેનો કાયદો કરતી વખતે ધારાસભાના સભ્યોની માગણી હતી કે, ધારાસભાનો તેના કામકાજ ઉપર અંકુશ હોવો જોઈએ, પણ 'તતૂડી'નો અવાજ સંભળાયો નહિ. તે વિરોધને લીધે તે કાયદો કરવામાં વિલંબ થયો, પરંતુ છેવટે સરકારે પોતાની ઇચ્છા મુજબ બંધારણ કરીને ૧૯૩૪માં સત્યાગ્રહની લડત દરમિયાન કાયદો પસાર કરાવી લીધો. હાલ તે કાયદા મુજબ તે બેંકનું કામકાજ ચાલે છે.

### ઇમ્પીરિયલ બેંક

મુંબઈ, મદ્રાસ અને બંગાળાની ત્રણ જૂની બેંકો ૧૯૨૧માં ભેગી કરવામાં આવી, તેમાંથી આ બેંક થઈ. બંગાળાની બેંક ૧૮૦૬માં, મદ્રાસની ૧૮૪૩માં અને મુંબઈની ૧૮૬૮માં સ્થાપવામાં આવી હતી. તે બેંકોમાં સરકારે શૅર લીધા હતા અને સરકારની વતી તે બેંકો નાણાંની લેવડદેવડ કરતી હતી. ૧૮૬૨ સુધી તો તે બેંકોને ચલણી નોટો કાઢવાનો પણ અધિકાર હતો. ૧૮૭૬માં સરકારે પોતાની મૂડી પાછી ખેંચી લીધી અને બેંકોના વ્યવસ્થાપક મંડળમાં પોતાના પ્રતિનિધિ નીમવાનું બંધ કર્યું. આ રીતે ૧૮૭૬ પછી સરકારનો તે બેંકો સાથેનો સંબંધ ઓછો થયો. છતાં તે બેંકો માટે ખાસ કાયદો કરવામાં આવેલો, તેથી સરકારનો સંબંધ થોડે ઘણે અંશે ચાલુ રહ્યો. સરકારી લોનો ઉઘરાવવાનું કામ તે જ બેંકો મારફત થતું અને અમુક હદ સુધી સરકારી રોકડ તે બેંકો, વિના વ્યાજે, વાપરી શકતી. આ સ્થિતિ ૧૯૨૦ સુધી ચાલી. ત્યાર પછી નવો કાયદો કરીને ત્રણે બેંકો એકત્ર કરવામાં આવી અને ૧૯૨૧થી રૂ. ૧૫ કરોડની મૂડીથી ઇમ્પીરિયલ બેંકના નવા નામથી કામકાજ ચાલવા માંડ્યું. ૧૯૩૫માં રિઝર્વ બેંક સ્થપાતાં સુધી તે પ્રમાણે કામ ચાલ્યું. ૧૯૩૪માં રિઝર્વ બેંક માટે કાયદો કરતી વખતે ઇમ્પીરિયલ બેંક માટે પણ નવો કાયદો કરવામાં આવ્યો. તે કાયદા અનુસાર હાલ તે બેંકનું કામકાજ ચાલે છે. નવા કાયદા પ્રમાણે

સરકારી બૅંક તરીકે તેને કામ કરવાનું ન હોવાથી, તે બૅંક કયું કામ કરી શકે અને કયું ન કરી શકે, તે વિષેનાં ૧૯૨૦ના કાયદાનાં બંધનો હવે કાઢી નાખવામાં આવ્યાં છે. છતાં સરકાર સાથે થોડો સંબંધ ચાલુ હોવાથી, બીજી વેપારી બૅંકોની માફક તેને કામ કરવાની છૂટ નથી. પરદેશની હૂંડીઓનું કામ હવે તે કરી શકે છે. દેશના ચારે ખૂણે શહેરોમાં પથરાયેલી ૩૯૦ તેની શાખાઓ છે.

## વેપારી બૅંકો

આપણા દેશમાં શેરની મૂડીથી જે બૅંકો ઊભી થઈ છે તે બધી વેપારી બૅંકો છે. એટલે કે તેઓ ખેડૂતોને પૈસા ધીરનારી કે ઉદ્યોગો સ્થાપવા માટે મદદ કરનારી બૅંકો નથી; પણ વેપારીઓને ટૂંક મુદતની ધીરધાર કરનારી બૅંકો છે. ઔદ્યોગિક બૅંકો (ઉદ્યોગો સ્થાપવા લાંબી મુદત માટે ધીરધાર કરનારી બૅંકો) તો આપણે ત્યાં છે જ નહિ. અને ખેડૂતોને માટે સહકારી ધોરણે ચાલતી મંડળીઓ અને જમીન-ગીરો બૅંકો (જમીન ગીરો રાખીને ખેતીના કામ માટે પૈસા ધીરનારી બૅંકો) જુદી ચાલે છે. શહેરોમાં જણાતી બૅંકો ફક્ત વેપારી બૅંકો તરીકે કામ કરે છે. તે બૅંકો નીચે પ્રમાણે છેઃ–

| | બૅન્કોની સંખ્યા |
|---|---|
| (૧) પાંચ લાખથી વધુ મૂડીવાળી | ૪૧ |
| (૨) ૧ થી પાંચ લાખની મૂડીવાળી | ૧૩૯ |
| (૩) ૦॥ થી ૧ ,, ,, | ૧૨૧ |
| (૪) ૦॥ થી લાખ સુધીની ,, | ૪૦૮ |

વચ્ચે સ્વદેશીના જમાનામાં ૧૯૦૫ પછી ઘણી સ્વદેશી બૅંકો ઊભી થઈ હતી; પરંતુ તેમાંની ઘણીખરી પડી ભાંગી. ૧૯૧૩ થી ૧૯૩૪ સુધીમાં ૩૪૨ નાની મોટી બૅંકો તૂટી. જે રહી તેમાં (૧) સેંટ્રલ બૅંક ઑફ ઇન્ડિયા (૨) બૅંક ઑફ ઇન્ડિયા (૩) પંજાબ નેશનલ બૅંક (૪) બરોડા બૅંક (૫) નેશનલ બૅંક ઑફ ઇન્ડિયા અને (૬) અલ્હાબાદ બૅંક ખાસ ધ્યાન ખેંચે તેવી છે.

આ બધી બૅંકો શહેરોમાં કામ કરે છે. ને તેમાંય હિંદનાં લગભગ ૨૭૦૦ (પાંચ હજાર ઉપરની વસ્તીવાળાં) શહેરોમાંથી આશરે ૨૩૦૦

શહેરોમાં તો આ બેંકોની શાખાઓ પહોંચી નથી. અને તે પણ ફક્ત ટૂંકી મુદતની ધીરધારનું કામ કરે છે; ઉદ્યોગ જમાવવા માટે લાંબી મુદતની ધીરધાર કરતી નથી. એટલે દેશના શરાફી વ્યવહારની દૃષ્ટિએ આ બેંકોના કામકાજનો ખાસ વિકાસ થયો નથી. અને પ્રજાજીવનને તો તે સ્પર્શી શકી નથી. પ્રજાના મોટા ભાગનો સંબંધ તો વાણિયા, શાહુકારો અને શરાફો સાથે છે. આખા દેશમાં થઈને ૧ લાખ ઉપરાંત સહકારી મંડળીઓ કામ કરે છે. તે સંખ્યા દેખીતી મોટી છે, પણ પહેલાં આપણે જોઈ ગયા છીએ તે પ્રમાણે, તે પણ ગામડાંને સ્પર્શ કરી શકી નથી. તે દૃષ્ટિએ ટપાલખાતાની બેન્કો કેવું કામ કરે છે તે જોઈએ.

## ટપાલ ઓફિસ બચત ખાતું

બેંકોની શાખાઓ જ્યાં પહોંચી ન શકે ત્યાં ટપાલ ઑફિસની શાખાઓ પહોંચી શકે છે. એટલે બેંકો કરતાં ટપાલ ઑફિસની સગવડ વધુ ગામડાંને મળે છે. આખા હિંદમાં ૧૯૩૯–૪૦માં ૨૪,૭૪૧ ટપાલ ઑફિસની શાખાઓ હતી. તેમાંથી ૧૧,૮૭૦ ઑફિસોમાં બચત ખાતાની સગવડ હતી. આ ખાતાંમાં લોકોના કુલ ૭૭ કરોડ રૂપિયા જમા હતા.

આ બચત ખાતાંમાં ફક્ત પૈસા જમા જ લેવામાં આવે છે. તે પૈસા વેપારી કે ખેડૂતને ધીરવામાં આવતા નથી. ઉપાડવા માટે ચેકની સગવડ નથી. તે જ પ્રમાણે ટપાલ ઑફિસમાં રોકડિયાં સર્ટિફિકેટો દ્વારા* ટપાલ ઑફિસો પૈસા જમા લે છે. તે વિભાગમાં ૧૯૩૯–૪૦માં ૫૭ કરોડ રૂપિયા જમા હતા. આ સર્ટિફિકેટો દ્વારા પાંચ વરસની મુદત માટે પૈસા જમા લેવામાં આવે છે. તેનું વ્યાજ પૂરી મુદત માટે પાંચ ટકા લેખે આપવામાં આવતું હતું. તે વ્યાજનો દર થોડે થોડે ઘટાડીને ૨॥ ટકા કરવામાં આવ્યો છે. બેંકોનો વ્યાજનો દર પણ ઘટ્યો છે; પરંતુ સરખામણીની દૃષ્ટિએ રોકડિયાં સર્ટિફિકેટોનો વ્યાજનો દર પ્રમાણમાં ઊંચો જ હોય છે. તેના પૈસા મુદત પહેલાં ગમે ત્યારે ઉપાડવાની સગવડ હોય છે. વહેલા ઉપાડે તો ઓછી મુદત માટે ઓછા દરના વ્યાજે વ્યાજ

* Cash Certificates.

ઓછું મળે એટલું જ. આથી શરાફને ત્યાં કે બેંકમાં પૈસા મૂકવાને બદલે લોકો રોકડિયાંમાં પૈસા રોકવાનું પસંદ કરે છે. બચત ખાતાંની માફક આ સર્ટિફિકેટો દ્વારા જમા આવેલા પૈસા પણ કોઈને ધીરવામાં આવતા નથી. પરંતુ સરકારની તિજોરીમાં જમા થાય છે અને સરકારનું એટલું દેવું ગણાય છે.

આ રીતે મધ્યમ વર્ગના પૈસા આ ખાતાંમાં જમા થાય છે. તેનો લાભ લોકોને વેપાર ઉદ્યોગમાં મળતો નથી. પરંતુ તેટલા પૈસા સરકારની તિજોરીમાં વધે છે. એટલે સલામતી અને સગવડની દૃષ્ટિએ બચત રકમો ટપાલ ઑફિસમાં મૂકવાની સગવડ સારી છે. પરંતુ તેટલા પૈસા બજારમાંથી બહાર ચાલ્યા જાય છે. વેપારી બેંકોમાં પણ તેમ જ છે. જે પૈસા બેંકમાં જમા થાય છે, તે સરકારી લોનોમાં ભરાય છે અથવા તો શહેરના વેપારીઓને ટૂંકી મુદત માટે ધીરવામાં આવે છે. ગામડાંમાં તેનો ઉપયોગ થતો નથી, કે શહેરોમાં પણ ઉદ્યોગ ધંધા ખીલવવા માટે લાંબી મુદત માટે ધીરવામાં આવતા નથી. ટપાલ ઑફિસમાં કે બેંકોમાં ૧॥ ટકા વ્યાજે પૈસા જમા રાખવામાં આવે છે, ત્યારે ગામડાંમાં ૧૨ ટકા વ્યાજ તો સામાન્ય ગણાય. વેપારી વ્યાજનો દર પણ સામાન્ય રીતે ૬ ટકાથી ઓછો હોતો નથી. આ પ્રમાણે આધુનિક બેંકવ્યવસ્થા, મધ્યમ વર્ગના પૈસા શહેરોમાં ઘસડી લાવવાનું અને સરકારી લોનો સહેલાઈથી ભરવાનું કામ કરે છે. ગ્રામજનોને કે ઉદ્યોગધંધા ખીલવવા ઇચ્છનારને તે પૈસાનો લાભ મળતો નથી.

## નાણાવટી (એક્સ્ચેન્જ) બેંકો

ઉપર દર્શાવેલી બેંકો કરતાં નાણાવટી બેંકોનું કામકાજ જુદી જાતનું છે. તે મોટે ભાગે પરદેશની હૂંડીઓની લેવડદેવડનું કામ કરે છે. તે બેંકો અહીંના પૈસા જમા લે છે; પરંતુ તે તેમનું મુખ્ય કામ નથી. તેમની પાસે ૧૬૯ કરોડ રૂપિયાની મૂડી છે. તેમાંથી હિંદમાં તેમને જમા મળેલી રકમ ૮૬ કરોડ જેટલી છે. એટલે લગભગ ૫૧ ટકા થઈ. આવી બેંકો કુલ ૧૯ છે. તેમાંથી ૭ બેંકો જ હિંદમાં ઘણું કામ કરે છે. બાકીની ૧૨ નું ઘણું કામ તો બહારના દેશોમાં થાય છે. આ કામનો આ બેંકોને લગભગ ઇજારો છે એમ કહેવાય. હિંદીઓનો

હિસ્સો તેમાં ૧૫ ટકા કરતાં પણ સહેજ ઓછો છે. નવી કોઈ બેંક એ કામ કરવા માગે તો તેને જૂની બેંકો હરીફાઈમાં ફાવવા દેતી નથી. સરકારના ટેકાવાળી કોઈ બેંકને એ કામ કરવાની સરકાર રજા આપતી નથી. ઇમ્પીરિયલ બેંકને હવે તેવું કામ કરવા લંડનમાં પોતાની શાખા ખોલવાની છૂટ આપી છે. સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડિયાએ પોતાના તરફથી પરદેશમાં હૂંડીઓનું કામ કરવા ૧૯૩૬માં લંડનમાં એક શાખા ખોલી હતી; પરંતુ તે ૧૯૩૮માં ત્યાંની એક બેન્ક સાથે ભેળવી દેવામાં આવી હતી. આ રીતે આજ સુધી પરદેશી બેંકો જ હૂંડિયામણનું કામ કરે છે અને નવી કોઈ બેંક તેમાં ફાવી શકતી નથી. અર્થાત્ જૂની બેંકો નવી કોઈ બેંકને ફાવવા દેતી નથી. પરિણામે તે કામના મહેનતાણા પેટે લગભગ ૧૫ કરોડ રૂપિયા દર વરસે તે બેંકો લઈ જાય છે.

સહકારી મંડળીઓ અને દેશી શરાફોના કામ વિષે આગળ કહેવામાં આવ્યું છે. એ બધા પ્રકારની નાણાની લેવડદેવડની વ્યવસ્થા જોતાં એકંદરે એમ કહી શકાય કે, હિંદમાં બેંકોની વ્યવસ્થા બરાબર નથી; ઔદ્યોગિક બેંકોનું તો નામનિશાન નથી; ખેડૂતને ગામડામાં પૈસા પહોંચાડવાની ખાસ સગવડ નથી; ગામડામાં વ્યાજનો દર ઘણો ઊંચો છે ત્યારે બેંકો અને સરકાર બહુ ઓછા વ્યાજે પૈસા જમા લે છે; ગામડાનું બચત ધન સરકારી લોનોમાં કે શહેરની બેંકોમાં ઘસડાઈ જાય છે; બેંકોની કાર્યપદ્ધતિ ખર્ચાળ અને અગવડભરી છે. એવી રીતે બેંકોનો વ્યવહાર ચાલે છે. તે વ્યવહાર જેવો છે તેવો પણ, બીજા દેશોના પ્રમાણમાં બહુ ઓછો છે :—

| | बेन्कोनी शाखाओ | १० लाखनी वस्तीए बेंको |
|---|---|---|
| હિંદ | ૨,૦૭૪ | ૫ |
| ગ્રેટ બ્રિટન | ૧૨,૫૫૭ | ૨૭૩ |
| અમેરિકા (સં. સંસ્થાનો) | ૨૨,૦૭૧ | ૧૭૯ |
| કેનેડા | ૪,૧૭૬ | ૪૧૭ |
| ફ્રાન્સ | ૨,૦૬૧ | ૪૯ |
| જર્મની | ૨,૧૬૬ | ૩૩ |
| જાપાન | ૬,૬૭૦ | ૧૦૩ |

આ આંકડા પ્રમાણે આપણા દેશમાં ૧૦ લાખની વસ્તીએ ફક્ત પાંચ બૅંકો છે. તેનો અર્થ એવો નથી કે, મોટા ભાગના લોકોને માટે ધીરધારની સગવડ નથી. ધીરધારનું અમુક કામ સરકારી મંડળીઓ કરે છે અને બાકીનું બધું કામ શાહુકારો અને શરાફો કરે છે. આવી જે નાણાવ્યવહારની વ્યવસ્થા છે, તે સળંગ નથી; તેમાં એક રાગ નથી. આખી વ્યવસ્થા હેતુપુરઃસર બરાબર ગોઠવાયેલી નથી, કે જેથી ખેતી, વેપાર, ઉદ્યોગ બધાને પોષણ મળે. આજે તો ફક્ત શહેરના થોડા ઘણા વેપારીઓ પોષાય છે. બાકીનું કામ જેમ તેમ ચાલે છે. લોકો જેમ પૂરતાં કપડાં અને ખોરાક વિના અધભૂખે મરે છે, તેમ નાણાં વિના પણ ટળવળે છે એમ કહી શકાય. એટલે ખેતી વગેરેને પોષક શરાફીની વ્યવસ્થા નથી. આ કામ બરાબર થઈ શકે તે હેતુથી રિઝર્વ બૅંકની કલ્પના કરવામાં આવી હતી, પરંતુ તેની રચના એ રીતે થઈ નથી; તેની એ દૃષ્ટિ નથી; તેનું કામ એ રીતે ચાલતું નથી. એટલે બીજા ઘણાય સુધારાઓની માફક આ સુધારાને માટે પણ સ્વરાજ્યની રાહ જોવી પડશે એમ લાગે છે — કહેવાતું પ્રાંતિક કે સંસ્થાનિક સ્વરાજ્ય નહિ, પરંતુ સાચું સ્વરાજ્ય.

## ૧૪

# નાણાચલણ

વસ્તુઓ માપવા માટે જેમ ગજ કે વાર છે અને જોખવા માટે જેમ મણ કે શેર છે, તેમ આર્થિક લેવડદેવડ માટે નાણું છે. લોકો પરસેવો ઉતારીને પેદા કરેલું ધન નાણાના બદલામાં આપે છે, કારણ કે તેમને એવો વિશ્વાસ છે કે, પોતે જરૂર હશે ત્યારે એટલી જ કિંમતની વસ્તુઓ તે નાણાથી ખરીદી શકશે. આવી દૃષ્ટિથી નાણું વપરાય છે. એટલે નાણું એવું હોવું જોઈએ કે જેમાં પ્રજાને વિશ્વાસ હોય અને જે ચોક્કસ હોય. આ હેતુથી નાણું સામાન્ય રીતે એવી વસ્તુનું વપરાય છે, જે સર્વસ્વીકાર્ય હોય અને જેને વિષે અવિશ્વાસ ન હોય. આથી સોના રૂપાના સિક્કા સામાન્ય રીતે નાણા તરીકે વપરાય છે. પ્રજાનો વિશ્વાસ હોય તો તેને બદલે કાગળની નોટો પણ ચાલે છે. પરંતુ વિશ્વાસ ન હોય તો નોટોના નાણાની કંઈ કિંમત નથી. ૧૯૧૪ના યુરોપના મહાયુદ્ધ વખતે જર્મની અને રશિયામાં કરોડો માર્ક અને રૂબલની કાગળની નોટો પેટે રોકડ નાણું કોઈ આપતું નહોતું. માટે નાણાચલણમાં પ્રજાનો વિશ્વાસ એ મહત્ત્વની વસ્તુ છે. આપણા નાણાચલણમાં તે જોઈએ તેવો નથી.

પ્રથમ તો આપણું નાણું પૂરેપૂરી કિંમતનું નથી. નોટો તો કાગળની છે; પરંતુ રૂપિયામાં પણ ૧૬ આનાની ચાંદી નથી. રૂપિયાનું વજન એક તોલો છે; પરંતુ એક તોલો ચાંદીની કિંમત બજારમાં ૧૬ આના નથી. રૂપિયો ગાળીને તેની ચાંદી કરીને વેચવાથી ૧૬ આના ન ઊપજે.* એટલે નોટ જેમ કાગળ ઉપર છાપેલું નાણું છે, તેમ રૂપિયો એ ચાંદી ઉપર ટાંકેલું નાણું છે. એકેની કિંમત પૂરેપૂરી નથી.

* ૧૯૩૯ના વિશ્વયુદ્ધ પછી, સરકારે રૂપિયામાં ચાંદીનું પ્રમાણ ઘટાડું કરી નાખ્યું છે, અને જૂના રૂપિયા પાછા ખેંચી લીધા છે. ૧૯૪૪–૪૫ના બજાર ભાવે, જૂના રૂપિયાની ચાંદીની કિંમત ૧૬ આના કરતાં પણ વધી જાય

આમ રૂપિયો એ આપણું મુખ્ય નાણું હોવા છતાં તે પૂરેપૂરી કિંમતનું નથી, તેથી તે વડે પરદેશ સાથે વ્યવહાર કરવામાં ખાસ મુશ્કેલી નડે છે. આ સ્થિતિમાં સરકારે પરદેશ સાથેની લેવડદેવડ માટે ખાસ દર નક્કી કરવાની વ્યવસ્થા રાખી છે. તે મુજબ પરદેશ સાથે વ્યવહાર માટે રૂપિયા અને નોટો ચાલે છે.

રૂપિયા ચલણમાં કેટલા છે, તેની ગણતરી કરવી મુસ્કેલ છે; કારણ કેટલાક લોકો રૂપિયા સંઘરી રાખે અને કેટલાક રૂપિયા નકામા થઈ ગયા હોય. પરંતુ ૧૯૪૦ ની આખરે રૂ. ૨૫૫ કરોડની નોટો કાઢવામાં આવી હતી એમ ચોક્કસ આંકડો મળી શકે છે.* આ નોટો માટે કાયદાથી નક્કી કર્યા પ્રમાણે અનામત ફંડ સરકાર રાખે છે. તે ફંડ નીચે પ્રમાણે હતું:

| | | | |
|---|---|---|---|
| સોનું | ૪૪ | કરોડ રૂ. | (હિંદમાં) |
| | | ,, | (લંડનમાં) |
| પાઉંડની લોન | ૧૩૧ | ,, | ( ,, ) |
| હિંદી સરકારની લોન | ૫૦ | ,, | (હિંદમાં) |
| રૂપિયા | ૩૦ | ,, | ,, |
| | ૨૫૫+ | | |

૧૯૩૫ માં રિઝર્વ બૅંક સ્થપાયા પછી નોટો કાઢવાનું અને તેના ફંડની વ્યવસ્થા કરવાનું કામ તે બૅંક કરે છે. રૂપિયા અને નોટોની મદદમાં પેટા નાણું લેવડદેવડમાં અમુક મર્યાદામાં વાપરી શકાય એવી કાયદાથી નક્કી કરેલી મર્યાદા છે. રૂપિયા અને નોટો ગમે તેટલી સંખ્યાની

* યુદ્ધને કારણે ૧૯૪૫ ના જૂનની ૧૫ મી તારીખે નોટોની સંખ્યા વધીને ૧૧૪૬ કરોડ સુધી પહોંચી હતી.

+ તા ૧૫ ૬–૪૫ ના રોજ નોટોનું અનામત ફંડ નીચે મુજબ હતું

| | | | |
|---|---|---|---|
| સોનું, રૂપું | ૪૪ | કરોડ | (હિંદમાં) |
| પાઉંડની લોન (સ્ટર્લિંગ જામીનગીરી | ૧૦૨૯ | ,, | (લંડનમાં) |
| હિંદી સરકારની લોન | ૫૮ | ,, | (હિંદમાં) |
| રૂપિયા | ૧૫ | ,, | (હિંદમાં) |
| | ૧૧૪૬ | | |

લેવડદેવડ માટે વાપરી શકાય છે. તેની લેવડદેવડ માટે કાંઈ મર્યાદા નથી. આ મર્યાદા અંદરના વ્યવહાર માટે હોય કે ન હોય, પરંતુ નાણું પૂરી કિંમતનું ન હોવાથી બહારના વ્યવહાર માટે સ્વાભાવિક રીતે મર્યાદા ઊભી થાય છે. આપણા દેશમાં જે સરકારનો કાયદો ચાલે છે તે દુનિયાના બીજા દેશોમાં ચાલતો નથી. આથી બીજા દેશો સાથેના વ્યવહાર માટે હિંદી સરકારે અમુક નક્કી કરેલા દરથી હૂંડીઓ મળી રહે એવી વ્યવસ્થા કરી છે. આ નક્કી કરેલા દર કાયમ સાચવી શકાય તો તેની સામે કંઈ વાંધો નથી; પરંતુ એવો કૃત્રિમ રીતે નક્કી કરેલો દર ટકાવી રાખવો મુશ્કેલ પડે છે. અસાધારણ સંજોગો ઊભા થતાં તે પડી ભાંગે છે, કરેલી વ્યવસ્થા ઉપર પાણી ફરે છે, અને બનાવટી દરથી જે લાભ થવો જોઈએ તે થતો નથી. આપણા નાણાચલણના ઇતિહાસમાં આમ ઘણી વાર બન્યું છે. આ બાબત આપણે નાણાચલણના ઇતિહાસનું દિગ્દર્શન કરીને જોઈશું.

## ૧૫

# નાણાચલણ પર ઐતિહાસિક દૃષ્ટિપાત

હિંદનું નાણાચલણ કેવી જાતનું છે તે આપણે ટૂંકાણમાં જોયું. હવે તેના ઇતિહાસની સંક્ષેપમાં સમાલોચના કરીશું. તે ઉપરથી નાણા-ચલણમાં વખતોવખત થયેલા ફેરફારોનો સ્પષ્ટ ખ્યાલ આવશે. ૧૮૩૫માં ૧૮૦ ગ્રેન વજનનો રૂપિયો * કંપની સરકારના રાજ્યમાં મુખ્ય નાણા તરીકે ચાલુ કરવામાં આવ્યો. તે વખતે ચાંદીની કિંમત અત્યારના કરતાં વધારે હતી. તેથી રૂપિયાની કાયદાથી ઠરાવેલી કિંમત અને તેની ધાતુની કિંમત સરખી હતી. એટલે કે તે રૂપિયો ગાળવાથી તેમાં બજારભાવે પૂરી કિંમતની ચાંદી મળી આવતી. ત્યાર પછી ચાંદીના ભાવ ઘટી જવાથી રૂપિયો પૂરી કિંમતનો રહ્યો નહિ. તેનો કાયદાથી ઠરાવેલો ભાવ, રૂપિયામાં નાખેલી ચાંદીની કિંમત કરતાં વધારે થઈ ગયો. છતાં તે સિક્કામાં ફેરફાર થયો નહિ, અને ૧૮૩૫માં ઠરાવેલ ધોરણ પ્રમાણે, તે સિક્કો ચાલુ રહ્યો. તે સમય પહેલાં હિંદમાં જુદા જુદા ભાગમાં જુદી જુદી જાતના અનેક સિક્કાઓ ચાલતા હતા. મદ્રાસમાં જુદો, મુંબઈમાં જુદો, દેશી રાજ્યોમાં જુદા જુદા: અને વળી એક જ જગ્યાએ અનેક સિક્કાઓ ચાલતા હોય. એ રીતે જુદા જુદા પ્રાંતોમાં થઈને લગભગ ૧૦૦૦ જુદી જુદી જાતના સોના, ચાંદી અને ત્રાંબાના સિક્કા ચાલતા હતા. તે સિક્કાઓનો બદલો કરવાનું કામ ઘણું અઘરું હતું. બદલો કરી આપવાનું કામ શરાફો અને નાણાવટીઓ કરતા, અને તે ધંધો સારા પ્રમાણમાં ચાલતો. તેમને સારી કમાણી થતી. ૧૮૩૫માં ઉપર જણાવ્યા મુજબ ૧૮૦ ગ્રેન વજનનો રૂપિયો કંપની સરકારના તાબા હેઠળના પ્રાંતોમાં

* ૧૯૪૦ સુધી રૂપિયામાં ૧૬૫ ગ્રેન ચાંદી અને ૧૫ ગ્રેન મિશ્રણ હતું. ૧૯૪૦ના ડિસેમ્બર પછી તેમાં ૯૦ ગ્રેન ચાંદી અને ૯૦ ગ્રેન મિશ્રણ હોય છે.

મુખ્ય નાણા તરીકે નક્કી થયા પછી પરિસ્થિતિ બદલાઈ ગઈ, અને કેટલાંક દેશી રાજ્યોને બાદ કરતાં આખા દેશમાં લગભગ એકસરખું નાણું વપરાવા લાગ્યું. આથી નાણાવટીઓનો ધંધો બંધ થઈ ગયો. તે વખતે નાણું પૂરેપૂરી કિંમતનું હતું. તે ૧૮૭૪ સુધી પૂરી કિંમતનું રહ્યું. ત્યાર પછી ચાંદીનો ભાવ ઘટવા માંડ્યો. પરદેશોમાં ચાંદીની વપરાશ ઘટી અને ખાણોમાંથી ચાંદીની પેદાશ વધી. એટલે ચાંદીની કિંમત બજારમાં ઘટી ગઈ અને ૧૮૩૫ નો પૂરી કિંમતનો રૂપિયો તે ૧૮૭૪ પછી પૂરી કિંમતનો મટી ગયો. ચાંદીનો ભાવ ઘટ્યા પછી સિક્કાના વજનમાં કે તેની કિંમતમાં ફેરફાર કર્યો હોત તો આમ ન થાત. પરંતુ સરકારે તેમ ન કર્યું અને રૂપિયો જેવો હતો તેવો જ ચાલુ રાખ્યો. રૂપિયાને બદલવા માટે, સુધારવા માટે, તેને બદલે સોનાનાણું દાખલ કરવા માટે ઘણી ઘણી સૂચનાઓ થઈ, વિચારણા થઈ, યોજનાઓ થઈ; પણ તેનું કંઈ પરિણામ ન આવ્યું. રૂપિયો હતો તેવો કમી ચાંદીનો રહ્યો. એટલે તેની કાયદાથી ઠરાવેલી કિંમત અને તેની ધાતુની બજારભાવે થતી કિંમત — એ બેમાં ફરક પડી ગયો. ધાતુની કિંમત ઓછી ને ઓછી થતી ગઈ. છેવટે સરકારે ૧૮૯૩માં રૂપિયાની ટંકશાળો બંધ કરીને, નાણાની અછત ઊભી કરી અને કૃત્રિમ રીતે રૂપિયાનો ભાવ વધાર્યો. પાંચેક વરસ આમ કર્યા પછી, ૧૮૯૮માં પરદેશ સાથેની લેવડદેવડ માટે રૂપિયાનો ભાવ ૧૬ પેન્સ નક્કી કર્યો અને તે ભાવથી પરદેશની હૂંડીઓ આપવા લેવાની વ્યવસ્થા ઊભી કરી. રૂપિયાનો ભાવ પેન્સમાં નક્કી કરવાની શરૂઆત આમ ૧૮૯૮થી થઈ. તે ભાવ કાયદાનો હતો, બજારનો નહોતો; રૂપિયામાંની ધાતુની કિંમત કરતાં વધારે હતો, એટલે બનાવટી હતો. તેની ચાંદીની કિંમત તે વખતે ૧૦$\frac{1}{2}$ પેન્સ હતી, પણ હૂંડિયામણનો ભાવ ૧૬ પેન્સ હતો. આ ભાવથી હૂંડીઓની લેવડદેવડ થઈ શકે તે માટે લંડનમાં એની સામે અનામતરૂપે સુવર્ણભંડોળ રાખવામાં આવ્યું. નવા રૂપિયા પાડવામાં કલદાર કિંમતે જે નફો થાય તે, આ સુવર્ણભંડોળમાં હિંદને નામે લંડનમાં જમા રાખવાનો હતો.

સામાન્ય રીતે હિંદમાં જેટલો માલ પરદેશથી આયાત થાય છે, તે કરતાં હિંદમાંથી પરદેશોમાં નિકાસ વધારે થાય છે. પણ આ નિકાસનો

વધારો બીજી રીતે દેશ બહાર ઘસડાઈ જાય છે. તે આપણે અગાઉ જોઈ ગયા.

આ નિકાસના વધારા અંગેના નાણા-વ્યવહારને માટે વ્યવસ્થા એવી છે કે, ઇગ્લંડમાં હિંદી વજીર હિંદ ખાતે પોતાને લેવાના પૈસા પેટે ત્યાંના વેપારીઓ કે બેંકો પાસેથી પાઉંડ લે છે, અને તેને બદલે હિંદી સરકાર પોતાને લંડન ચૂકવવાની રકમ પેટે, હિંદની નિકાસ પેટે હિંદના વેપારીઓને પૈસા ચૂકવી આપે છે, એટલે નિકાસના વેપારીઓને પોતાના પૈસા મળી જાય છે. આ રીતે લેવડદેવડ થવાથી નિકાસના વધારા પેટે, પરદેશના વેપારીને હિંદમાં સોનું મોકલવું પડતું નથી અને હિંદી સરકારને વિલાયતમાં થતા ખર્ચ માટે વિલાયત સોનું મોકલવું પડતું નથી.

આ રીતે હિંદી વજીર વિલાયતમાં પાઉંડ લઈને હિંદી સરકાર પર હૂંડી લખે તેને सरकार जोगी हूंडी 'કાઉન્સિલ બિલ' કહે છે. સામાન્ય વર્ષમાં જ્યારે આપણી આયાત કરતાં નિકાસ વધારે હોય, ત્યારે આવી હૂંડીઓથી વ્યવહાર પતી જાય. પરંતુ દુકાળ જેવી સ્થિતિમાં જ્યારે નિકાસ પૂરતી થઈ ન હોય અને નિકાસ કરતાં આયાત વધી ગઈ હોય, ત્યારે પરદેશના વેપારીને નિકાસનો વધારો હિંદમાં લાવવાનો હોય નહિં. ઊલટું આયાતના વધારા પેટે હિંદને પૈસા પરદેશ મોકલવાના હોય. વિશેષમાં હિંદી સરકારને 'હોમ ચાર્જીસ' જેવાં ભરણાંની રકમ તો વિલાયત મોકલવાની હોય જ. આવી સ્થિતિમાં હૂંડીઓ લખવાની વ્યવસ્થા ઊંધી થઇ જાય છે: હિંદી વજીર હૂંડી લખવાને બદલે વાઇસરૉય હિંદી વજીર પર હૂંડી લખે છે અને હિંદી વજીર તે હૂંડીઓ, ઉપર જણાવેલા પેલા અનામત સુવર્ણભંડોળમાંથી ચૂકવી આપે છે. આને हिंदी वजीर जोगी हूंडी – 'રિવર્સ કાઉન્સિલ બિલ' (કાઉન્સિલની સામી હૂંડીઓ) કહે છે. આ રીતે સારા નરસા વરસમાં વ્યવહાર ચાલે છે.

આ હૂંડીઓનો વ્યવહાર ચલાવવા માટે ૩ થી ૪ કરોડ પાઉંડ (૧૮ પેન્સના ભાવે ૪૦ થી ૫૦ કરોડ રૂ.) વિલાયતમાં સુવર્ણભંડોળમાં રાખવામાં આવે છે. સામાન્ય વર્ષોમાં નિકાસ વધારે થઈ હોય, એટલે સાધારણ રીતે હિંદી વજીર વિલાયતમાં હૂંડીઓ લે છે. તેને પોતાને

લેવાના પૈસા મળી ગયા પછી પણ હિંદ ઉપર પૈસા મોકલવાની માગણી હોય, તો હિંદી વજીર વધુ હૂંડીઓના પૈસા લે છે અને હિંદી સરકારને ખાતે ત્યાં જમા રાખે છે. હિંદી સરકાર તે પ્રમાણે પોતાની રોકડમાંથી હિંદમાં પૈસા ચૂકવી આપે છે અને હિંદી વજીરને ખાતે ઉધારે છે. આમ હિંદના કરોડો રૂપિયા વિલાયતમાં જમા પડ્યા રહે છે. તેનું કંઈક વ્યાજ જરૂર મળે છે, પરંતુ હિંદમાં મૂડીની તાણાતાણ રહે અને હિંદની મૂડીનો હિંદવાસીઓને લાભ મળે નહિ, એવો ખેલ ભજવાય છે!

કોઈ વખત થોડાં વરસો ઉપરાઉપરી સારાં આવ્યાં હોય અને સુવર્ણભંડોળની રકમનો ઉપયોગ કરવાની જરૂર ન પડવાથી તે સંગ્રહની રકમ વધતી જતી હોય, તો સરકાર બીજા કામમાં પણ તે પૈસા વાપરવાનો પ્રયત્ન કરે છે. ૧૯૦૭ માં રૂપિયાના ચલણના નફામાંથી અડધો નફો રેલવે બાંધવાના કામમાં વાપરવાનું હિંદી વજીરે નક્કી કર્યું હતું. તે ગોરા સાહેબ પાસે નોટોના ચલણની અનામત રકમ પણ પડી રહે છે. તેમાં એકમાંથી બીજામાં ઘાલમેલ કરતાં તેમને કોઈ રોકી શકતું નથી. એકનો ઉપયોગ બીજા માટે, પોતાની ઇચ્છા પ્રમાણે કરવા તેઓ સરમુખત્યાર છે. તેનો લાંબો ઇતિહાસ ચીતરવાની અહીં જરૂર નથી. ચલણનો ઇતિહાસ એવા અનેક પ્રસંગોથી છંટાયેલો છે. ટૂંકામાં એટલું જ કે, આ બનાવટી ચલણનો વહીવટ ગોરા સાહેબોની સ્વેચ્છા પ્રમાણે, લંડનના બજારના હિતની દૃષ્ટિએ થાય છે. કરોડોનાં ફંડો વિલાયતના ખજાનામાં પડ્યાં રહે છે અને તેનો તેમની ઇચ્છા પ્રમાણે ઉપયોગ થાય છે.

હવે ઉપરનાં ફંડોની વ્યવસ્થા ૧૯૩૫ થી રિઝર્વ બૅંકને સોંપવામાં આવી છે અને ૧૯૨૫–૨૬થી લંડનમાં હિંદી સરકાર જોગી હૂંડીઓ વેચવાને બદલે હિંદમાં હૂંડીઓ વેચવા-લેવામાં આવે છે. છતાં તેથી વસ્તુસ્થિતિમાં ફેરફાર થયો નથી. ચલણની વ્યવસ્થા એવી જાતની છે કે, કરોડોની રકમ વિલાયતમાં પડી જ રહે અને ત્યાંના નાણાબજારમાં ગમે તેમ ઉપયોગ થાય. અહીં વ્યાજનો દર ઊંચો હોય છતાં, લંડનમાં સસ્તા દરે હિંદનાં અનામત ફંડોની રકમ ધીરવામાં આવે. આ રીતે તે ફંડોનો ગેરવહીવટ થતો આવ્યો છે.

વિશેષમાં હૂંડિયામણનો વખતોવખત ઠરાવાતો દર કાયમી તો રહ્યો જ નથી. ૧૮૯૮ માં નક્કી કરેલો દર ૧૯૦૭-૮ માં પડું પડું થઈ ગયો હતો અને ૧૯૧૪ના યુરોપીય મહાયુદ્ધ પછી તો તે આખી વ્યવસ્થા તૂટી પડી. યુદ્ધ દરમિયાન ચાંદીના ભાવમાં અસાધારણ ઊથલપાથલ થવાથી, રૂપિયાની ધાતુની કિંમત વધી ગઈ. ચાંદીની કિંમત એક ઔંસના ૪૩ પેન્સ હોય તો રૂપિયો પૂરેપૂરી કિંમતનો ગણાય. ૧૯૧૫ માં ચાંદીની કિંમત તેનાથી ફક્ત ત્રીજા ભાગની હતી. એક ઔંસ ચાંદીનો ફક્ત ૨૭ પેન્સ ભાવ હતો. આ ભાવ એકદમ વધી ગયો અને ૧૯૧૭ના ઑગસ્ટમાં ૪૩ પેન્સ થયો અને તે જ વરસના સપ્ટેમ્બર માસમાં તો ૫૫ પેન્સ બોલાયા. ને ૧૯૨૦ ના ફેબ્રુઆરીમાં તો તે ૮૯ પેન્સ સુધી પહોંચી ગયો. આથી રૂપિયાનો હૂંડિયામણનો ભાવ પણ ૧૬ પેન્સથી વધીને ૧૯૨૦ ની શરૂઆતમાં ૩૫ પેન્સ સુધી પહોંચ્યો. આમ થવાથી સરકારે ઠરાવેલો દર હવામાં અદૃશ્ય થઈ ગયો અને નવા બજારના દરથી કામ ચાલવા માંડ્યું. સરકાર કંઈ કરી શકી નહિ.*

લડાઈ પૂરી થયા પછી સરકારે નાણાચલણની તપાસ કરવા એક સમિતિ નીમી. તેણે બધી પરિસ્થિતિની તપાસ કરીને, ચાંદીનો ભાવ અમુક દરથી હવે નહિ ઘટે એવું અનુમાન બાંધ્યું અને તે અનુમાનને આધારે રૂપિયાનો કાયમી ભાવ ૨૪ પેન્સ રાખવા સરકારને ભલામણ કરી. સરકારે તે સ્વીકારી અને તેને અમલમાં મૂકવા પગલાં લીધાં. પણ તે બધું વ્યર્થ ગયું. સમિતિએ ભૂલથી એમ માનેલું કે, ચાંદીનો ભાવ અમુક ભાવથી ઓછો નહિ ઊતરે. તેમની ભલામણ ખોટી માન્યતા ઉપર બંધાઈ હતી. સરકારે પ્રજાના પૈસાને ભોગે, નવો દર ટકાવી રાખવા કડવો અનુભવ કર્યો અને છેવટે તે પ્રયત્ન છોડી દીધો. તે દરને ટકાવવા કેટલાંય વર્ષોથી લંડનમાં ભેગો કરેલો સુવર્ણભંડોળ ખાલી કર્યો અને ૧૫ રૂ. આપીને લીધેલ પાઉંડ ૧૦ રૂપિયામાં આપી દીધા. આવી

* ૧૯૪૪-૪૫ માં ચાંદીનો ભાવ સામાન્ય રીતે ઔંસના ૫૮ પેન્સ રહ્યો હતો; પણ સરકારે ઊભાં કરેલાં સર્વવ્યાપી નિયંત્રણોને લીધે હૂંડિયામણનો ભાવ ટકી શક્યો હતો.

સસ્તી હૂંડીઓ લેવા હિંદમાં દરોડો પડ્યો અને સરકારે ૧૯૨૦ ના ફેબ્રુઆરીથી સપ્ટેમ્બર સુધીના આઠ માસમાં, આશરે સાડા પાંચ કરોડ પાઉંડની હૂંડીઓ વેચી. તેમાં લગભગ ૩૫ કરોડ રૂપિયાનું પાણી થયું. છેવટે થાકીને સરકારે હૂંડીઓ વેચવાનું બંધ કર્યું અને ભાવ ટકાવી રાખવાનો પ્રયત્ન છોડી દીધો. ત્યાર પછી ૧૯૨૫માં ફરી નાણાચલણનો વિચાર કરવા નવી સમિતિ નીમી. તે સમિતિએ મૂળ ૧૬ પેન્સના ભાવને બદલે ૧૮ પેન્સનો ભાવ રાખવાની ભલામણ કરી. સરકારની મૂળથી એવી બાજી હતી કે, ૧૬ ને બદલે ૧૮ પેન્સનો ભાવ કાયમી કરવો. સમિતિના એક સિવાયના બધા સભ્યો સરકારને અનુકૂળ થયા અને તે મુજબ રિપોર્ટમાં ભલામણ થઈ. સરકાર તો એને માટે તૈયાર જ હતી. ધારાસભામાં ઝટ લઈને કાયદો થઈ ગયો. તે વખતે ધારાસભામાં રાષ્ટ્રીય મહાસભાના પ્રતિનિધિઓ હોવાથી સરકારને તેનો ઠરાવ કરાવવામાં થોડી મુશ્કેલી નડી ખરી. પણ ૧૯૨૭માં ગમે તેમ કરીને નજીવી બહુમતીથી ૧૮ પેન્સનો ભાવ કાયમ કરવાનો ઠરાવ પસાર કરાવ્યો. ત્યારથી તે ભાવ હિંદુસ્તાનની પરદેશ સાથેની લેવડદેવડમાં ચાલે છે.

આ ટૂંક ઇતિહાસ બતાવે છે કે, આપણા ચલણમાં સ્થિરતા લાવવાની દૃષ્ટિએ ભાવ નક્કી કરવામાં આવ્યો હતો; પણ તે ભાવ સ્થિર રહી શક્યો નથી. પરિસ્થિતિ બદલાતાં તેમાં વખતોવખત ફેરફાર થયો છે. તેવા ફેરફારો કરવા માટે પૂરતાં કારણો હોય અને તે પ્રજાના લાભમાં હોય તો તેની સામે વાંધો લેવા જેવો નથી. પરંતુ હિંદી પ્રજાના આગેવાનોને મૂળથી આ જાતના બનાવટી ચલણ સામે વાંધો છે. આપણી માગણી છે કે, આપણું ચલણ સ્વતંત્ર હોવું જોઈએ અને તે પૂરેપૂરી કિંમતના સોનાના સિક્કાનું હોવું જોઈએ, જેથી ચલણમાં આવી ઊથલપાથલો થવા ન પામે અને ફેરફાર થાય તોપણ પ્રજાને વિશ્વાસ રહે. બનાવટી ચલણના ફેરફારોથી પ્રજાના વેપાર-ઉદ્યોગને અસહ્ય નુકસાન થયું છે. આથી, ઉપર પ્રમાણે ચલણ તાત્કાલિક બદલી ન શકાય તો, રૂપિયાનો હૂંડિયામણનો મૂળ ભાવ ૧૬ પેન્સ જ રાખવો જોઈએ, એવી રાષ્ટ્રીય મહાસભાની માગણી છે. ૧૯૩૦ માં

ગાંધીજીએ સ્વરાજ્યની લડત શરૂ કરી ત્યારે તેમની ૧૧ માગણીઓમાં એક માગણી એ કરી હતી કે, 'રૂપિયાનો હૂંડિયામણનો દર ૧૬ પેન્સ રાખવો.' વખતોવખત હિંદનાં વેપારી મંડળોએ પણ તે ભાવ ફરી ચાલુ કરવા આગ્રહ કરેલો છે. પરંતુ સરકાર ૧૮ પેન્સનો ભાવ બદલવા માગતી નથી. તેનું કારણ એ છે કે, સરકાર હિંદની પ્રજાની દૃષ્ટિથી વિચાર કરતી નથી, પરંતુ વિલાયતની પ્રજાના હિતની દૃષ્ટિથી વિચાર કરે છે. તે ભાવ ટકાવી રાખવામાં ઇંગ્લંડના લોકોનું હિત રહેલું છે. તે કેવી રીતે તે હવે પછી આપણે જોઈશું.

# ૧૬

## હૂંડિયામણનો દર

આપણે જોયું છે કે, રૂપિયાનો સરકારે ઠરાવેલો ભાવ એ રૂપિયાની ધાતુની કિંમત કરતાં વધારે છે અને પરદેશ સાથેની લેવડદેવડમાં અમુક ભાવથી હૂંડીઓની લેવડદેવડ કરવાની વ્યવસ્થા છે; તે ભાવ ૧૮૯૮માં ૧૬ પેન્સ નક્કી કરવામાં આવ્યો હતો, ૧૯૨૭ માં મૂળ ૧૬ પેન્સનો ભાવ રાખવાને બદલે ૧૮ પેન્સ રાખવામાં આવ્યો. આમ ભાવ ઊંચો રાખવાથી વેપારરોજગાર ઉપર શી અસર થાય છે, તે હવે આપણે જોઈશું.

૧. પરદેશીઓનું હિત હિંદમાં વેપાર પૂરતું છે. વેપાર માટે તેઓ આવ્યા અને વેપાર માટે રહે છે. એટલે જે રીતે તેમના વેપાર-રોજગારને ઉત્તેજન મળે, તેવી રીતો તેઓ શોધે એ સ્વાભાવિક છે. હૂંડિયામણનો ભાવ ઊંચો રાખવાનું પણ એ જ મુખ્ય કારણ છે. તેમાં પહેલી વસ્તુ એ કે, તેથી પરદેશથી આવતો માલ સસ્તો પડે છે. તે કેવી રીતે તે આપણે એક દાખલો લઈને જોઈશું.

ધારો કે અહીંની દેશી મિલના તાકાનો રૂ. ૧૪ ભાવ હોય અને લૅંકેશાયરની મિલના તેવા જ તાકાનો ૧ પાઉંડ ભાવ હોય. તો ૧૬ પેન્સના ભાવે હિંદમાં તેના રૂ. ૧૫ આપવા પડે. ૧૮ પેન્સનો ભાવ થયા પછી, તે જ તાકાના હિંદમાં રૂ. ૧૩-૫-૪ આપવા પડે. પરદેશના મિલવાળાને તો તે તાકાનો ૧ પાઉંડ જ મળે. પરંતુ હિંદમાં તે આયાત કરનાર વેપારીને ઓછા પૈસામાં તે માલ મળે. પરિણામે અહીંની દેશી મિલનો તાકો બજારમાં મોંઘો પડે અને લૅંકેશાયરનો તાકો સસ્તો પડે. તે જ પ્રમાણે પરદેશનો બધોય માલ સસ્તો પડે. એટલે દેશી માલને બદલે વિલાયતી માલની આયાતને ઉત્તેજન મળે. પશ્ચિમના દેશોને માટે, ત્યાં કારખાનામાં પેદા થતો માલ ક્યાં ખપાવવો અને બેકાર મજૂરોને શું કામ આપવું, એ મોટો સવાલ છે. બેકારોને નભાવવા લાખો

રૂપિયાનું તે દેશોને ખરચ કરવું પડે છે. એ સ્થિતિમાં ત્યાંના માલને કોઈ પણ રીતે ઉત્તેજન મળે એ પરદેશીઓના લાભની વાત છે. સહેજે ૧૮ પેન્સ રૂપિયાનો હૂંડિયામણનો ભાવ રાખવાથી, પરદેશી માલની આયાતને ૧૨॥ ટકા ઉત્તેજન મળે. એક તરફથી હિંદના દેશી ઉદ્યોગોને સંરક્ષણ આપવાની વાતો થાય અને બીજી તરફથી આમ પરદેશી માલને ૧૨॥ ટકાનું ઉત્તેજન મળે, એ સંરક્ષણની નીતિ ઉપર પાણી ફેરવવા બરાબર છે.

૨. જેવી રીતે ૧૮ પેન્સના ભાવથી પરદેશી માલ સસ્તો પડે છે, તે જ પ્રમાણે હિંદમાંથી પરદેશ જતા માલના ખેડૂતોને ઓછા પૈસા મળે છે. આ કેમ બને છે તે સમજવા માટે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, કપાસ, ઘઉં વગેરે માલના ભાવ દુનિયાના બજારભાવ પ્રમાણે અંકાય છે. ઇજિપ્ત, અમેરિકા કે બીજા દેશોને કપાસનો જે ભાવ ઊપજે, તે જ ભાવ આપણને મળે. તેમને ૧૦ રતલ કપાસના ૧૬ પેન્સ મળે, તો હિંદના તેવા જ કપાસના કોઈ ૧૮ પેન્સ ન આપે; આપણને પણ ૧૬ પેન્સ જ મળે. હિંદમાં સરકારે હૂંડિયામણનો ભાવ ફેરવ્યો, તેથી કોઈ હિંદના કપાસના વધારે દામ ન આપે. દુનિયાના બજારભાવે જ આપણને પણ ભાવ ઊપજે. એટલે જૂના દરે ૧૬ પેન્સના ૧૦ રતલ કપાસનો અહીંના ખેડૂતને ૧ રૂપિયો ઊપજતો હોય તો, તેને બદલે નવા ૧૮ પેન્સના ભાવે રૂ. ૦–૧૪–૩ ઊપજે. આ રીતે નિકાસ વેપારમાં જે માલ પરદેશ ચઢે તે બધાય માલના પેદા કરનાર ખેડૂતોને ઓછા પૈસા ઊપજે. ટૂંકામાં માલના ભાવ બેસી જાય. એટલે ૧૦ રતલ કપાસના ૧૬ આનાને બદલે રૂા. ૦–૧૪–૩ ભાવ થાય. બજારમાં જ્યારે ભાવમાં ફેરફારો થાય, ત્યારે બધાય માલના ભાવ ઉપર સરખી અસર થતી નથી. કયા માલ ઉપર કેટલી અસર થશે તેનો આધાર તે માલના બજાર ઉપર રહે છે. પરંતુ એકંદરે માલના ભાવ ઓછા થાય. આમ ભાવ ઓછા થવાથી સરકારને સીધો લાભ નથી. પરંતુ નિકાસ થતો માલ પકવતા ખેડૂતો ઉપર તેની ખરાબ અસર થાય છે અને તેમને પોતાના માલનો પહેલાંના કરતાં ઓછો ભાવ ઊપજે છે.

ખેડૂતને આમ ભાવ ઓછા ઊપજે છતાં, તેની જમીનનું મહેસૂલ ઓછું થતું નથી, તેના દેવાનું વ્યાજ ઓછું થતું નથી, તેમ જ તેના

ઘરખર્ચમાં પણ ખાસ ફરક પડતો નથી. એટલે ખેડૂતની આવક ઓછી થાય છે, પણ ખર્ચ કે મહેસૂલ વગેરેના બોજા ઓછા થતા નથી. માલના ભાવ ઘટી જવાથી પહેલાં ખેડૂત ૧૦ મણ માલ વેચીને ૪૦ રૂપિયા શાહુકારને કે સરકારને ભરી શકતો, તે ૪૦ રૂપિયા ભરવા માટે નવા દરે તેને વધારે માલ વેચવો પડે. ખેતરમાં પાક પાકે છે તેટલો જ પાકે છે; અને છતાં આ રીતે માલના પૈસા ઊપજવાથી, દેવું ચૂકવવા અને મહેસૂલ ભરવા તેને વધારે માલ વેચવો પડે છે. આમ છતાં તેનું ઘરખર્ચ ખાસ ઘટયું નથી. એટલે ખેડૂત બમણા બોજા તળે કચડાય છે. હમણાં થોડાં વરસોથી ખેતીમાં કસ રહ્યો નથી અને ખેડૂતોનું દેવું વધ્યે જાય છે,* તેનું આ એક મહત્ત્વનું કારણ છે.

૩. પરદેશી માલની આયાતને ઉત્તેજન મળે ને તેથી વિલાયતની બેકારી ઓછી થાય તે ઉપર જણાવ્યું છે. બીજું, હિંદમાં નોકરી કે વેપાર-ધંધો કરતા ગોરાઓને ઊંચા દરથી લાભ છે. ઊંચો દર રાખવાથી હિંદમાં નોકરી કરતા ગોરા અમલદારો અને પરદેશી વેપારી કંપનીઓને લાભ થાય તેમ છે. પરદેશીઓ પોતાની બચત રકમ કે નફો પોતાના દેશમાં મોકલે તો પહેલાં ૧૬ પેન્સના ભાવે હિંદમાં ૧૫ રૂપિયા બેંકમાં ભરવાથી તેને ઘેર ૧ પૌંડ અપાવી શકતા. તેને બદલે હવે ૧૮ પેન્સના ભાવે રૂ. ૧૩–૫–૪ ભરીને ઘેર એક પૌંડ અપાવી શકે. હજારોના પગારવાળા અને લાખોનો નફો કરતા પરદેશીઓ માટે આ લાભ નાનોસૂનો નથી.

૪. આ ઉપરાંત સરકારની દૃષ્ટિએ બીજો પણ એક લાભ રહેલો છે. સરકારને દર વરસે વિલાયતના ખર્ચ તરીકે ૪૦ થી ૫૦ કરોડ રૂપિયા લંડન મોકલવાના હોય છે. તે રકમ પાઉંડમાં ભરવાની હોય છે. એટલે ધારો કે, 'હોમ ચાર્જિસ' તરીકે ૩ કરોડ પાઉંડ વિલાયત મોકલવાના હોય, તો તેને માટે ૧૬ પેન્સના ભાવે હિંદી સરકારને ૪૫ કરોડ રૂપિયા આપવા પડે. ત્યારે તેટલી જ રકમ ૧૮ પેન્સના ભાવે હિંદી સરકાર ૪૦ કરોડ રૂ. આપીને ભરી શકે. એટલે ૧૮ પેન્સના

* યુદ્ધના સમયમાં થયેલા ભાવના ઉછાળાને લીધે આ સ્થિતિમાં થોડો ફેર પડયો છે.

ભાવે ૫ કરોડ રૂ. ઓછા ભરવા પડે. હિંદી સરકારને ખર્ચમાં તેટલી બચત થાય! તે પૈસા બીજા ખર્ચમાં સરકાર વાપરી શકે અથવા તો ખર્ચ વધ્યું હોય તોપણ, નવો કરવેરો નાખ્યા વિના સરકાર ૫ કરોડ સુધી વધારે ખર્ચ કરી શકે. સરકારના રાજતંત્રની દૃષ્ટિએ આ એક દેખીતો લાભ છે અને પરદેશીઓની દૃષ્ટિએ ૧૮ પેન્સના ભાવથી થતા અનેક લાભોમાં તે ઉમેરો કરે છે.

૧૮ પેન્સના ભાવનાં આ સામાન્ય પરિણામ જણાવ્યાં. ટૂંકામાં સરકારની દૃષ્ટિ અંદાજપત્રમાં બચત કરવાની, ગોરા લોકોને લાભ કરવાની, અને વિલાયતી માલને ઉત્તેજન આપવાની હોવાથી, તેણે ૧૮ પેન્સનો ભાવ જારી રાખ્યો છે. સરકારની દૃષ્ટિએ તેનાં બીજાં પરિણામ — ખેડૂત અને વેપારીઓ ઉપર થતી અસર — ગૌણ છે. ખેડૂતને પોતાના માલના ઓછા પૈસા ઊપજે એમ સરકાર ઇચ્છતી નથી, પણ તે વિલાયતી માલને જરૂર ઉત્તેજન આપવા માગે છે; ખેડૂત ઉપર કરનો બોજો વધ્યે જાય એમ સરકાર ઇચ્છતી નથી, પરંતુ પોતાના દેશનો બોજો ઓછો થાય અથવા તેનાં ખીસાં ભરાય એમ તે જરૂર ઇચ્છે છે; પ્રજા ઉપર મહેસૂલનો બોજો વધે એમ સરકાર ઇચ્છતી નથી, પરંતુ નવો કર નાખ્યા સિવાય વધુ ખર્ચ કરવા તે જરૂર ઇચ્છે છે. આ રીતની સરકારની દૃષ્ટિ હોવાથી ૧૮ પેન્સનો દર બદલવા તે ઇચ્છતી નથી. પરંતુ પ્રજાના આગેવાનો દેશહિતની દૃષ્ટિથી વિચાર કરતા હોવાથી, તેમ જ દેશી માલને ઉત્તેજન આપવાની, ખેડૂતોનો બોજો હળવો કરવાની અને આમવર્ગની ખરીદશક્તિ વધારવાની તેમની દૃષ્ટિ હોવાથી, તેઓ જૂનો ૧૬ પેન્સનો દર ચાલુ કરવા આગ્રહ કરે છે.

કોઈ એમ પ્રશ્ન કરી શકે કે, ૧૮ ને બદલે ૧૬ પેન્સનો ઓછો દર જો લાભકારી હોય, તો ૧૬ પેન્સ જ ભાવ કેમ રાખવો? ૧૪, ૧૨ કે ૧૦ કેમ નહિ? પરંતુ જેમ ૧૮ ને બદલે ૨૦, ૨૨ કે ૨૪ નો દર ટકાવી રાખવો મુશ્કેલ છે, તેમ બહુ નીચો દર ટકાવી રાખવો મુશ્કેલ છે. વળી રૂપિયાનો ભાવ બહુ ઓછો રાખવામાં આવે તો ચાંદીની કિંમત વધતાં રૂપિયા ગળાવા માંડે. બહુ ઓછો દર રાખવાથી વેપાર-રોજગારના ધોરણમાં પણ ભારે ઊથલપાથલ થાય તથા આર્થિક વ્યવહારને ધોકો

પહોંચે. ૧૬ પેન્સના દરથી એવી ભારે ઊથલપાથલ થાય તેમ નથી. વિશેષમાં તે દર ૧૮૯૮નો ઠરાવેલો છે. લગભગ ૨૦ વરસ સુધી તે દરથી વેપાર ચાલ્યો છે. એટલે તે દર ફરી ચાલુ કરવામાં જોખમ ઓછું છે અને લાભ ઘણા છે. તેથી આપણા આગેવાનો, આપણું નાણાચલણ સ્વતંત્ર પાયા પર ન રચવામાં આવે ત્યાં સુધી, હાલના ૧૮ પેન્સના દરને બદલે ૧૬ પેન્સનો ભાવ રાખવા આગ્રહ રાખે છે. તેઓ માને છે કે, ૧૬ પેન્સનો દર ચાલુ કરીને જ ખેડૂતોને, દેશી ઉદ્યોગોને અને આમ પ્રજાને કંઈક રાહત આપી શકાશે. પણ સરકાર આ આગ્રહ સ્વીકારતી નથી અને ઠંડે પેટે ભાવમાં ફેરફાર કરવાની વાતને ઉડાવી દે છે. ૧૯૩૫ના સુધારા મુજબ હિંદમાં જુદા જુદા પ્રાંતોનું અને દેશી રાજ્યોનું સમવાયતંત્ર સ્થપાય તોપણ આ સ્થિતિમાં ફેરફાર થઈ શકે તેમ નથી. મહાસભાની માગણી મુજબ લોકસભા મળે અને તે હિંદના સ્વરાજ્યનું બંધારણ ઘડીને તેને અમલમાં મૂકે ત્યારે જ તેમાં ફેરફાર થઈ શકશે. ત્યાં સુધી વિરોધની બૂમો પાડવાનો આપણો અધિકાર કાયમ છે.

આ પ્રશ્નને અંગે એક વસ્તુ ધ્યાનમાં રાખવાની જરૂર છે. હિંદમાં નાણાચલણની વ્યવસ્થા અત્યાર સુધી, બાહ્ય વેપારની દૃષ્ટિએ જ વિચારવામાં આવી છે, અને તે દૃષ્ટિથી જ તેની વ્યવસ્થા કરવામાં આવી છે. વખતોવખત કરવામાં આવેલા ફેરફારો તે દૃષ્ટિથી જ કરવામાં આવ્યા છે. તે ફેરફારો હિંદી પ્રજાના હિતમાં છે કે નહિ, તેનો વિચાર કરવામાં આવ્યો નથી. ત્યારે ખરી રીતે આ પ્રશ્નનો વિચાર હિંદની જનતાના હિતની દૃષ્ટિથી થવો જોઈએ. અગાઉ જણાવ્યા પ્રમાણે, હિંદના બાહ્ય વેપાર કરતાં આંતરિક વેપાર તો આઠ ગણો વધારે છે. આમ પ્રજાનું હિત બાહ્ય વેપાર કરતાં દેશના આંતરિક વેપાર અને લેવડદેવડની સાથે વધારે સંકળાયેલું છે. એટલે નાણાચલણની યોજનાનો વિચાર ફક્ત બાહ્ય વેપારની દૃષ્ટિએ નહિ કરવો જોઈએ, પરંતુ ખાસ કરીને આંતરિક વેપારની સગવડ–અગવડ ધ્યાનમાં રાખીને કરવો જોઈએ. ભવિષ્યની નાણાચલણની યોજના તે દૃષ્ટિએ વિચારવી જોઈએ. તે સિવાય કરેલી યોજના દેશના મોટા સમુદાયના લાભમાં નહિ હોય, પરંતુ થોડા ઘણા આયાત–નિકાસના વેપારીઓ અને પરદેશીઓના લાભમાં હશે.

## ૧૭

# સરકારી જમાખર્ચ

દેશના આર્થિક જીવન ઉપર સરકારી જમાખર્ચ — એટલે કે સરકાર કઈ પદ્ધતિએ ને કયા કેટલા વેરા નાંખી પોતાની આવક કરે છે તે અને તેને કેમ પછી ખર્ચે છે, — એની પણ ભારે અસર હોય છે. તે સરકારી આવક–વેરાનું સ્વરૂપ અને તેના જમાખર્ચનો હવે આપણે વિચાર કરીશું.

હિંદમાં સરકારી ખાતાંઓનું ખર્ચ જુદી જુદી રીતે વહેંચાયેલું છે. તેના નીચે પ્રમાણે વિભાગો પડે છે :—

| | १९३९–४० ( रू. लाखमां ) | कुल खर्चना टका |
|---|---|---|
| ૧ મધ્યસ્થ સરકાર | ૧૨૫,૭૭ | ૪૫.૬ |
| ૨ પ્રાન્તિક સરકારો | ૮૯,૨૪ | ૩૨.૩ |
| ૩ મ્યુનિસિપાલિટીઓ | ૪૪,૨૮ | ૧૬.૦ |
| ૪ લોકલ બોર્ડો | ૧૬,૯૩ | ૬.૧ |
| | ૨૭૬,૨૨ | ૧૦૦.૦ |

આ બધું ખર્ચ ગણતાં હિંદમાં માથા દીઠ વેરો રૂ. ૯–૫–૪ આવે છે.* ઉપરના ખર્ચમાંથી મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોના ખર્ચની મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે :—

सरकारी खर्च ( १९३९–४० ) रू. लाखमां
( प्रान्तिक अने मध्यस्थ )

| | खर्च | टका | | खर्च | टका |
|---|---|---|---|---|---|
| લશ્કર | ૫૦,૪૧ | ૨૩.૪ | કરવેરા ઉઘરાણીખર્ચ | ૧૧,૨૧ | ૫.૨ |
| રેલવે | ૨૯,૬૪ | ૧૩.૯ | નહેરો | ૭,૧૬ | ૩.૩ |
| વ્યાજ | ૧૩,૯૭ | ૬.૫ | આરોગ્ય–દવાખાનાં | ૫,૬૩ | ૨.૬ |
| પોલીસ, જેલો ન્યાયખાતું | ૧૬,૭૦ | ૭.૯ | ખેતી–ઉદ્યોગ | ૩,૬૬ | ૧.૭ |

* ૧૯૪૨–૪૩માં લડાઈને લીધે સરકારનું કુલ ખર્ચ રૂ. ૬૬૦ કરોડ સુધી પહોંચ્યું હતું. એટલે માથાદીઠ રૂ. ૨૨–૫–૦ થયા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કેળવણી | ૧૩,૦૪ | ૬.૦ | તાર–ટપાલ | ૭૩ | ૦.૩ |
| બાંધકામ | ૧૦,૬૦ | ૫.૦ | બીજું ખર્ચ | ૩૯,૭૭ | ૧૮.૫ |
| રાજવ્યવસ્થા | ૧૨,૩૯ | ૫.૭ | | | |
| | | | કુલ ખર્ચ | ૨૧૫,૦૨ | ૧૦૦.૦ |

આ ખર્ચને પહોંચી વળવા માટે સરકાર કરવેરા નાખીને, જકાત નાખીને, ફી લઈને વગેરે રીતે આવક કરે છે. તે આવકનાં સાધનોની મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે:—

सरकारी आवकनां साधनो

( प्रान्तिक अने मध्यस्थ १९३९–४० रू. लाखमां )

| | आवक | टका | | आवक | टका |
|---|---|---|---|---|---|
| જકાત | ૪૮,૪૪ | ૨૨.૩ | નહેરો | ૧૦,૪૮ | ૪.૯ |
| આવક-વેરો | ૧૭,૦૬ | ૭.૯ | વ્યાજ | ૨,૫૯ | ૧.૨ |
| મીઠાવેરો | ૧૦,૮૬ | ૫.૦ | લશ્કર | ૭૩ | ૦.૩ |
| જમીનમહેસૂલ | ૨૭,૨૪ | ૧૨.૫ | તાર-ટપાલ | ૧,૬૩ | ૦.૭ |
| આબકારી | ૧૯.૨૯ | ૮.૯ | નાણાચલણ | ૧,૨૮ | ૦.૬ |
| સ્ટેમ્પ-ટિકિટો | ૧૦.૧૫ | ૪.૭ | ન્યાય વગેરે ખાતાં | ૧,૦૭ | ૦.૫ |
| જંગલો | ૩,૦૧ | ૧.૪ | બાંધકામ | ૩૦ | ૦.૧ |
| રેલવે | ૩૪,૦૬ | ૧૫.૭ | બીજી આવક | ૨૮,૯૩ | ૧૩.૩ |
| | | | | ૨૧૭,૧૬ | ૧૦૦.૦ |

સન ૧૯૩૯–૪૦ મ્યુનિસિપાલિટીઓની કુલ સંખ્યા ૭૫૬ હતી અને લોકલ બોર્ડોની સંખ્યા ૭૬૨ હતી. તે બન્નેનાં આવક-ખર્ચની મુખ્ય હકીકત નીચે પ્રમાણે છે:—

म्युनिसिपालिटीओ – आवक रू. लाखमां

| | आवक | टका | | आवक | टका |
|---|---|---|---|---|---|
| નાકાવેરો | ૧૬૪ | ૩.૭ | વીજળીવેરો | ૩૯ | ૦.૮ |
| ઘર–જમીન વેરો | ૫૩૭ | ૧૨.૨ | બજારવેરો | ૧૦૪ | ૨.૩ |
| પશુ–વાહન વેરો | ૪૭ | ૦.૯ | પ્રાન્તિક અને બીજી મદદ | ૧૨૨ | ૨.૭ |
| ધંધાવેરો | ૩૪ | ૦.૭ | ફી, બજાર વેરો | ૧૫૨ | ૩.૪ |
| રસ્તાવેરો | ૩૧ | ૦.૭ | સરકારી લોન કરજ વગેરે | ૨૯૬૬ | ૬૭.૩ |
| પાણીવેરો | ૨૩૫ | ૫.૩ | | | |
| | | | કુલ | ૪૪૩૧ | ૧૦૦.૦ |

म्युनिसिपालिटीओ — खर्च रू. लाखमां

| | खर्च | टका | | खर्च | टका |
|---|---|---|---|---|---|
| વ્યવસ્થાખર્ચ | ૧૭૯ | ૪.૦ | આરોગ્યપ્રવૃત્તિ | ૪૩ | ૦.૯ |
| દીવાબત્તી | ૧૨૯ | ૨.૯ | રસ્તા | ૧૬૧ | ૩.૬ |
| આગરક્ષણ | ૧૭ | ૦.૪ | બાંધકામ | ૪૭ | ૧.૦ |
| પાણી-ગટર | ૫૩૫ | ૧૨.૨ | કેળવણી | ૨૪૭ | ૫.૬ |
| દવાખાનાં | ૧૦૮ | ૨.૨ | વ્યાજ | ૧૪૩ | ૩.૨ |
| | | | બીજું ખર્ચ | ૨૮૧૯ | ૬૪૦ |
| | | | કુલ | ૪૪૨૮ | ૧૦૦.૦ |

लोकल बोर्डो — आवक-खर्च रू. लाखमां

| | आवक | आवकना टका | | खर्च | खर्चना टका |
|---|---|---|---|---|---|
| પ્રાન્તિક વેરામાંથી | ૪૯૩ | ૨૯ | કેળવણી | ૬૫૩ | ૩૯ |
| બાંધકામ | ૨૨૪ | ૧૩ | બાંધકામ | ૩૯૬ | ૨૩ |
| બીજી આવક | ૯૫૪ | ૫૮ | આરોગ્ય, દવાખાનાં | ૨૨૧ | ૧૩ |
| | | | બીજું ખર્ચ | ૪૨૩ | ૨૫ |
| કુલ | ૧૬૭૧ | ૧૦૦ | કુલ | ૧૬૯૩ | ૧૦૦ |

આ બધી આવક-ખર્ચની વિગતો તપાસતાં નીચે પ્રમાણે મહત્ત્વની બાબતો તરી આવે છે:—

૧. કેળવણી પાછળ ઘણું ઓછું ખર્ચ થાય છે.

૨. લશ્કર માટે વધારાપડતું ખર્ચ થાય છે.

૩. પરદેશીઓને મોટા પગારો આપવાથી રાજ્યવ્યવસ્થાનું ખર્ચ વધી પડે છે.

૪. દેવાના ભારે બોજાને લીધે, ઘણું વ્યાજ ભરવું પડે છે.

૫. ગરીબો પર બોજારૂપ મીઠાવેરામાંથી સરકાર કરોડોની આવક કરે છે.

૬. દારૂમાંથી પણ સારી પેઠે આવક કરે છે.

સરકારી આવક-ખર્ચનો પ્રજાહિતની દૃષ્ટિએ વિચાર કરવા માટે ઉપરના મુદ્દાઓ મહત્ત્વના છે. આ મુદ્દાઓની દૃષ્ટિએ જ જોઈએ તો

જણાશે કે, તેમાંથી કેટલુંક મધ્યસ્થ સરકારને હસ્તક છે અને કેટલુંક પ્રાંતિક સરકારોને હસ્તક છે, પરંતુ છેવટે તો આખું તંત્ર એક જ લોહીથી ચાલે છે. જુદા જુદા વિભાગો એક જ શરીરના અવયવો છે અને આખું તંત્ર સામ્રાજ્યવાદી દૃષ્ટિથી ચાલે છે. ચાલુ પરિસ્થિતિમાં જેટલે અંશે સુધારા કરવાનું પ્રાંતોના હાથમાં છે, તેટલે અંશે મહાસભાવાદી પ્રધાનમંડળોએ પોતાના અમલ દરમિયાન સુધારા દાખલ કરવા પ્રયત્નો કરેલા. પણ પ્રાન્તિક સરકારો અર્ધ લકવાની સ્થિતિમાં છે. આવકનાં મહત્ત્વનાં સાધનો મધ્યસ્થ સરકારને હસ્તક હોવાથી, પ્રાન્તિક પ્રધાનો મોટા ફેરફારો કરી શકતા નથી. છતાંય ખરચામાં બને તેટલી કાપકૂપ કરીને યોગ્ય સુધારા દાખલ કરવા તેમણે પ્રયત્ન કર્યો હતો. મુંબઈના પ્રધાનમંડળે દારૂનિષેધ, કેળવણી અને જમીનમહેસૂલ જેવા પ્રશ્નો હાથમાં લીધા હતા અને તેમાં બને તેટલા સુધારા કરવા પ્રયત્ન આદર્યો હતો. ૧૯૩૬–૩૭થી ૧૯૩૯–૪૦ સુધીના તેમના ૨૭ માસના અમલ દરમિયાન કેટલીક મહત્ત્વની બાબતોમાં નીચે મુજબ ફેરફાર થયા હતા :—

**खर्च**

(हजार रू. मां)

| | १९३७–३८ | १९३८–३९ | १९३९–४० | टका |
|---|---|---|---|---|
| કેળવણી | ૧૬૮૭૫ | ૧૯૦૭૪ | ૨૦૦૯૨ | +૨૦ |
| આરોગ્ય | ૨૪૦૫ | ૩૨૦૩ | ૩૧૫૯ | +૩૧ |
| વ્યવસ્થા | ૧૦૨૮૮ | ૮૧૦૬ | ૮૦૮૮ | -૨૦ |
| **आवक** | | | | |
| આબકારી | ૩૨૧૦૦ | ૨૯૯૦૦ | ૧૪૦૦૦ | -૫૬ |

આ પ્રમાણે મહાસભાવાદી બીજા પ્રાંતોમાં પણ સુધારા કરવા પ્રયત્ન થયો હતો; પરંતુ એ તો હવે ભૂતકાળની વાત થઈ. એ તૂટેલી સાંકળ ફરી સંધાય ત્યારે ખરી. તેમણે શુભ શરૂઆત કરી હતી, તે મુજબ બધા પ્રાંતોમાં સુધારો થાય અને મધ્યસ્થ સરકારનું તંત્ર પણ સુધરે, તો પ્રજાની સ્થિતિમાં ઉત્તરોત્તર સુધારો થયા વગર ન રહે.

હવે સરકારી આવકખર્ચના ઉપર દર્શાવેલા મહત્ત્વના મુદ્દાઓની ટૂંકમાં સમાલોચના કરીશું.

# ૧૮

# કેળવણી

પ્રજા ઉપર કુલ ખર્ચનો બોજો રૂા. ૨૭૬ કરોડનો છે. આ ખર્ચની વિશેષતા એ છે કે, માથા દીઠ ખર્ચનો બોજો પ્રમાણમાં વધારે છે એટલું જ નહિ, પરંતુ તે ખર્ચ યોગ્ય રીતે થતું નથી. હિંદ જેવા પછાત દેશમાં પ્રજાઘડતરનાં કામો માટે વધારે પૈસા ખરચવા જોઈએ, તેને બદલે તેવાં કામો માટે પ્રમાણમાં ઓછા પૈસા ખરચાય છે. જેવી રીતે કોઈ વ્યક્તિ ઘરભાડું, કપડાં અને ખોરાકી માટે વધારે પૈસા ખરચે અને આરોગ્ય, કેળવણી અને બીજી સગવડો માટે ઓછા પૈસા ખરચે, તો તે વ્યક્તિની સ્થિતિ સારી ન ગણાય, તેવું જ રાષ્ટ્રનું છે. રાષ્ટ્ર એ પોલીસ, લશ્કર અને વ્યવસ્થાના ખર્ચમાં વધારે પૈસા ખરચે અને કેળવણી, આરોગ્ય અને બીજી સગવડો પ્રજાને આપવા માટે ઓછું ખરચ કરે, તો તે સારું ન ગણાય. હિંદી સરકારના ખર્ચની વિગતો જોઈશું તો તેના ખર્ચમાંથી ૮૩ ટકા જેટલી રકમ રક્ષણ અને વ્યવસ્થાના ખર્ચમાં વપરાય છે અને ફક્ત ૧૭ ટકા પ્રજાઘડતરનાં કામોમાં વપરાય છે! ત્યારે અમેરિકા જેવા દેશોમાં સરકારની કુલ આવકમાંથી ૫૦ ટકા રકમ પ્રજાના ઘડતરનાં કામોમાં વપરાય છે. હિંદને માટે પ્રજાજીવનના વિકાસની દૃષ્ટિએ આ સ્થિતિ ખરાબ છે. તેને પરિણામે કેળવણી જેવાં કામો માટે પૂરતા પૈસા ન મળે તેમાં શી નવાઈ?

કહેવાય છે કે સર્વ સુધારાનું મૂળ કેળવણી છે. પરંતુ આપણા દેશમાં ૮૮ ટકા લોકોને પૂરતો કાગળ લખતાં વાંચતાં પણ આવડતું નથી. ફક્ત કાગળ લખતાં વાંચતાં આવડે તેવા ભણેલા લોકોનું પ્રમાણ આપણા દેશમાં કેટલું ઓછું છે તે જુઓ :—

## દેશ પરદેશની કેળવણી

| | લખતાં વાંચતાં જાણનારા | વસ્તીના માથા દીઠ કેળવણીનું ખર્ચ રૂ. |
|---|---|---|
| અમેરિકા | ૯૫.૫ | ૬૫ |
| ઇંગ્લંડ | ૯૪૦ | ૩૨ |
| જાપાન | ૯૯.૭ | ૧૧ |
| હિંદ | ૧૨.૦ | ૧* |

ઉપરના આંકડા કેળવણીનું પ્રમાણ બતાવે છે. તે ઉપરાંત, આ દેશની સરકાર કેળવણી પાછળ કેટલું ઓછું ખરચ કરે છે, તેની પણ સાબિતી આપે છે.

માથા દીઠ રૂ. ૧ એટલે બ્રિટિશ હિંદમાં કુલ ૨૯ કરોડ ખરચાય છે. તેમાંથી ફક્ત રૂ. ૯ કરોડ પ્રાથમિક શિક્ષણમાં ખરચાય છે. એટલે કેળવણી પાછળ થતા ખર્ચમાંથી ૩૦.૮ ટકા પ્રાથમિક કેળવણી પાછળ ખરચાય છે; ત્યારે અમેરિકા ૪૩.૩ ટકા અને ગ્રેટ બ્રિટન ૫૭ ટકા ખરચે છે. કેનેડામાં તેના કેળવણીના ખર્ચમાંથી ૮૪ ટકા પ્રાથમિક કેળવણી પાછળ ખરચાય છે. તેથી જ તે દેશોમાં નિરક્ષરતા બહુ ઓછી છે, અને કુલ વસ્તીમાંથી ઘણા લોકોને કેળવણી મળે છે. આપણા દેશમાં કુલ વસ્તીમાંથી ૫.૧ ટકા વસ્તીને કેળવણીનો લાભ મળે છે, ત્યારે ગ્રેટ બ્રિટનમાં ૧૮.૮, અમેરિકામાં ૨૩.૭, અને કેનેડામાં ૨૪.૪ ટકા વસ્તીને કેળવણી મળે છે. એટલે કે કુલ વસ્તીમાંથી એટલી પ્રજા શાળા–મહાશાળામાં ભણે છે.

આપણે ત્યાં કેળવણી ઓછી છે એટલું જ નહિ, પરંતુ જેમને ભણવાનો લાભ મળે છે તેમાંય છોકરીઓ કરતાં છોકરાઓની સંખ્યા વિશેષ હોય છે. અને પરિણામે પુરુષો કરતાં સ્ત્રીઓના ભણતરનું પ્રમાણ ઘણું ઓછું છે. તેમાંય અંગ્રેજી ભણેલાંનું પ્રમાણ તો નજીવું છે. તે બધાંને અંગ્રેજી ભણાવવાનો તો સવાલ જ નથી. તે શકય નથી અને જરૂરી પણ નથી. પરંતુ દરેકને પોતાની માતૃભાષાનું લખવા વાંચવા

* રૂ. ૧માં સરકારનો હિસ્સો રૂ. ૦–૯–૩ છે. બાકીનું ખર્ચ ફી વગેરેમાંથી થાય છે

પૂરતું શિક્ષણ તો મળવું જ જોઈએ. ૧૯૩૧માં હિંદમાં ૮ ટકા લોકો ભણેલા હતા, તે વધીને ૧૯૪૧માં ૧૨ ટકા થયા. તે હિસાબે ૨૨૦ વરસે નિરક્ષરતા નાબૂદ થાય! એટલાં વરસ સુધી લોકોને નિરક્ષર રાખવાનું તો કોઈ રાષ્ટ્રને પાલવે નહિ. સ્વરાજ્ય કે પ્રજાતંત્ર નિરક્ષર પ્રજા ચલાવી શકે નહિ. એટલે કોઈ પણ ભોગે નિરક્ષરતા વહેલામાં વહેલી તકે નાબૂદ કરવી જોઈએ. તે કામ પૈસા ખરચીને કરવા જતાં તો જમાનાઓ જાય. જેમને થોડી ઘણી કેળવણી મળી છે, તેઓ તે કામ ઉપાડી લે તો થોડાં જ વરસોમાં તે કામ થઈ શકે. ગાંધીજીએ દેશ માટે યોજેલા રચનાત્મક કાર્યક્રમમાં આ જાતનું કેળવણીનું કામ થાય તેને એક મુદ્દા તરીકે સ્થાન મળ્યું છે. સરકારે પણ તેને માટે વધુ પૈસા તો ખરચવા જ જોઈશે અને તે પ્રમાણમાં બીજા ખરચા ઓછા કરવા જોઈશે.

પણ એ તો સ્વરાજ મળે ત્યારે બને. પણ સ્વરાજ લેવા તત્પર બનવાના કામ તરીકે પણ પ્રજા જો ધારે તો ઘણું કામ કરી શકે. તે દૃષ્ટિએ ગાંધીજીએ દેશને માટે એક વ્યાપક રચનાત્મક કાર્યક્રમ ઘડી આપ્યો છે, તેમાં નીચેનાં કેળવણીનાં કામો પણ છે:—

૧ વર્ધાશિક્ષણ

૨ પ્રૌઢશિક્ષણ

અને એમની કાર્યપદ્ધતિ તેમણે એવી રજૂ કરી છે કે તેથી દેશની કેળવણી સંગીન બને એટલું જ નહિ, પ્રજાજીવનને પણ તે પોષે અને ખીલવવામાં મદદરૂપ થાય.

## ૧૯

# લશ્કરી ખર્ચ

બ્રિટિશ અમલમાં હિંદીઓને જ્યારથી કંઈ સલાહ-સૂચના કરવાનો અધિકાર મળ્યો છે, ત્યારથી તેમણે લશ્કરી ખર્ચના બોજા વિષે ફરિયાદો કર્યા કરી છે. કારણ કે બીજા દેશો લડાઈમાં લશ્કર વધારે છે અને શાંતિના વખતમાં ઓછું કરે છે, ત્યારે હિંદમાં કાયમી મોટું લશ્કર રાખવામાં આવે છે. બીજા દેશો પોતાના રક્ષણ માટે લશ્કરનો ઉપયોગ કરે છે, ત્યારે હિંદમાં લશ્કરનો ઉપયોગ ઇંગ્લંડની સરકારના લાભ માટે, એટલે બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ માટે મુખ્યત્વે થાય છે. અને છતાં તેનો બોજો હિંદી પ્રજા ઉપર પડે છે. બીજા દેશોમાં દેશના યુવાનોને તાલીમ આપીને લશ્કરમાં લેવામાં આવે છે, ત્યારે હિંદમાં જવાબદારીભરી, મોટા પગારની લગભગ બધીય જગ્યાઓ પરદેશીઓને આપવામાં આવે છે, અને આખી પ્રજાને નિઃશસ્ત્ર બનાવી દેવામાં આવી છે. આ કારણોને લીધે હિંદી પ્રજાને લશ્કરી ખર્ચનો ભારે જડ બોજો વેઠવો પડે છે. તેમાંથી પ્રજાને ખાસ મળતું હોય તો કાયમી ગુલામી એક ગણાય. તે બોજામાં વખતોવખત નીચે પ્રમાણે વધારો-ઘટાડો થયો છે :—

| ઈ. સ. | કરોડ રૂ. | ઈ. સ. | કરોડ રૂ. |
|---|---|---|---|
| ૧૮૫૭ | ૧૩ | ૧૯૩૦ | ૫૫ |
| ૧૯૦૦ | ૨૩ | ૧૯૩૮ | ૪૬ |
| ૧૯૧૪ | ૩૦ | ૧૯૪૦ | ૫૩ |
| ૧૯૨૦ | ૬૭ | | |

આ આંકડા બતાવે છે કે, ૧૯૦૦ની સાલની સરખામણીમાં ૧૯૪૦માં લશ્કરી ખર્ચ બમણા કરતાં પણ વધી ગયું હતું. વચ્ચે ૧૯૧૪ના મહાયુદ્ધને લીધે લગભગ ૩ ગણું થયું હતું. ત્યાર પછી વસ્તુઓના ભાવ ઘટ્યા અને કેટલુંક ખર્ચ ઓછું થયું. પાછું ફરી લડાઈ શરૂ થતાં તે

એકદમ વધ્યું છે.* આ વધઘટનું કારણ હિંદુસ્તાનની પરિસ્થિતિ નથી, પરંતુ બ્રિટિશ સામ્રાજ્યની પરિસ્થિતિ છે.

ઉપર જે આંકડા આપવામાં આવ્યા છે, તેમાં લશ્કર ખાતે સરકાર જે ખર્ચ નાખે છે તેનો જ સમાવેશ કરવામાં આવ્યો છે. લશ્કર માટે સરકાર રેલવે બાંધે છે કે દેવું કરે, તો તેનું ખર્ચ લશ્કર ખાતે ગણાતું નથી. એટલે ખરી રીતે લશ્કરી ખર્ચનો બોજો ઉપર બતાવ્યો છે તે કરતાં પણ વધારે છે. જે રીતે સરકાર ખર્ચ નાખે છે તે રીતે ગણીએ તોપણ તે ખર્ચનું પ્રમાણ બીજા દેશોની સરખામણીમાં ૧૯૩૧–૩૨માં નીચે પ્રમાણે હતું:

| | सरकारी कुल खर्चना टका | प्रजानी माथादीठ आवकनुं प्रमाण ( हिंद=१ ) |
|---|---|---|
| હિંદ | ૨૫.૪ | ૧ |
| અમેરિકા | ૧૪ | ૪૧ |
| ગ્રેટ બ્રિટન | ૧૨.૬ | ૨૨ |
| ફ્રાન્સ | ૨૨ | ૧૨ |
| જર્મની | ૯ | ૧૨ |

૧૯૩૯–૪૦માં પ્રાંતિક અને મધ્યસ્થ સરકારના કુલ ખર્ચની સરખામણીમાં તે વરસના લશ્કરી ખર્ચનું પ્રમાણ ૨૩.૪ ટકા હતું. એકલું મધ્યસ્થ સરકારનું ખર્ચ ગણીએ તો ૪૦ ટકા થાય છે. અને ૧૯૪૦–૪૧ના અંદાજપત્રમાં તો ૫૮ ટકા આવે છે.* આ ઉપરાંત જુદા જુદા પ્રાંતોમાં પોલીસ માટે ૧૧ કરોડ ખરચાય છે તે જુદા. આ રીતે હિંદ જેવો ગરીબ દેશ શાંતિના સમયમાં પણ રક્ષણ માટે ત્રણું વધારે ખરચ કરે છે તે દીવા જેવું છે.

આ બોજો જાણે ઓછો હોય તેમ, યુરોપનું રાજકીય વાતાવરણ ધ્યાનમાં લઈ ને, સરકારે હિંદી લશ્કરને બરાબર સજાવીને તૈયાર કરવાની યોજના કરી હતી. તેના ખર્ચમાંથી થોડો હિસ્સો ઇંગ્લંડની સરકાર

* ૧૯૪૫–૪૬માં લશ્કરી ખર્ચ રૂ. ૩૯૪ કરોડ થશે એવો અંદાજ કરવામાં આવ્યો છે તે ઉપરાંત ૧૮ કરોડ રૂ. સ્થાયી ખર્ચમાં મૂડી તરીકે ખરચાશે. આમ લશ્કરી ખર્ચ મધ્યસ્થ સરકારના ખર્ચના ૭૬ ટકા થયું છે.

આપવાની હતી, પણ મોટે ભાગે તે બોજો હિંદી પ્રજા પર જ પડવાનો હતો. ખરી રીતે હિંદી લશ્કરનો ઉપયોગ મુખ્યત્વે બ્રિટિશ સામ્રાજ્યના હિત ખાતર થતો હોવાથી, તે ખર્ચનો ઘણોખરો બોજો વિલાયતની બ્રિટિશ સરકારે વેઠવો જોઈએ. યોગ્યાયોગ્યતાની દૃષ્ટિએ જોઈએ તો ચાલુ લશ્કરી ખર્ચમાંથી જે લશ્કર હિંદના સંરક્ષણ માટે જરૂરી હોય, તેનું જ ખર્ચ હિંદે આપવું જોઈએ. બાકીના ખર્ચનો બોજો શાહી સરકારે વેઠવો જોઈએ. આ રીતે જે હિંદી લશ્કર રાખવામાં આવે, તેમાં સાધારણ રીતે જવાબદારીની જગ્યાઓએ હિંદીઓને રાખવા જોઈએ. એ સ્વાભાવિક છે કે, હિંદના રક્ષણ માટે રાખેલા લશ્કરમાં હિંદીઓને જ પસંદગી મળવી જોઈએ. હાલ તો સ્થિતિ એવી છે કે, લશ્કરમાં જવાબદારીની જગ્યાઓ હિંદીઓને સાધારણ રીતે મળતી નથી. એટલું જ નહિ, પરંતુ હિંદીઓ કરતાં વધારે પગાર આપીને ગોરાઓને રાખવામાં આવે છે. હિંદી સિપાઈ કરતાં ગોરા સિપાઈ પાછળ ત્રણ ગણું વધારે ખર્ચ થાય છે અને છતાંય હિંદી સિપાઈ ૨૦ વરસ લશ્કરમાં નોકરી કરવા છતાં 'મેજર'ના હોદ્દા સુધી પહોંચી શકતો નથી.

આથી બેવડું નુકસાન થાય છે. હિંદીઓને નોકરીઓ મળતી નથી અને વિશેષમાં ખર્ચનો બોજો વધે છે. જો આ ધોરણ બદલવામાં આવે, એટલે કે ફક્ત હિંદના રક્ષણ પૂરતું લશ્કર રાખીને તેમાં હિંદીઓને રાખવામાં આવે, તો લશ્કરી ખર્ચ સહેજે અડધું થઈ જાય, અને બાકીના પૈસા અતિ ઉપયોગી પ્રજાઘડતરનાં કામોમાં વાપરી શકાય.

લશ્કરી નોકરીના નિયમો અને પરીક્ષાના કાયદાકાનૂનો એવા કરવામાં આવ્યા છે કે, ગોરો સિપાઈ જલદીથી 'મેજર' થઈ શકે છે અને મોટા પગારની જવાબદારીની જગ્યા માટે પસંદગી પણ તેને મળે છે. આનું કારણ એ નથી કે, હિંદીઓ તે કામ કરી શકતા નથી; પરંતુ સરકારની દૃષ્ટિ ગોરાઓને જ પસંદગી આપવાની છે.* આ

* ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો તેમાં હિંદી લશ્કરનો અવિશ્વાસ મૂળમાં રહેલો છે. દર ૩ હિંદીએ એક ગોરો હોય એમ પ્રમાણસર ફોજ ભરતી કરવી એ એક જૂનેથી ચાલતો નિયમ છે. અને ફોજ જેમ જ મુલકી નોકરીમાં મહત્ત્વની ઉપલી જગાઓ ગોરાને જ સોંપવી એવો નિયમ પણ ઇતિહાસમાં જોવા મળે છે

પરિસ્થિતિ બદલવા માટે અને લશ્કરને હિંદીમય બનાવવા માટે વખતોવખત ચર્ચાઓ થયેલી છે અને લાખો રૂપિયાનાં ખર્ચ કરીને તપાસ-સમિતિઓ નિમાઈ છે અને સરકારે તેમની ભલામણો સ્વીકારી પણ છે. પરંતુ તે કાગળ ઉપર રહી છે; તેનો યોગ્ય રીતે અમલ થયો નથી. કેટલીક બાબતમાં તો ઊલટી પીછેહઠ થઈ છે. ૧૯૩૨માં ચેટવૂડ કમિટી નિમાયા પછી, લશ્કરી તાલીમ આપવા માટે દેહરાદૂનમાં લશ્કરી કૉલેજ કાઢવામાં આવી. તેમાં 'વી. સી. ઓ.'[૧] તૈયાર થવા માંડ્યા. પરંતુ તેનાથી ઉપરની પાયરીના 'કે. સી. ઓ.'[૨]ની ભરતી બંધ થઈ. આ સમય પહેલાં હિંદીઓ 'કે. સી. ઓ.'માં દાખલ થઈ શકતા હતા અને કેટલાક થયા પણ હતા. પરંતુ દેહરાદૂનમાં કૉલેજની સ્થાપના થયા પછી તે બંધ થયું. ત્યાં જેટલાની ભરતી કરવામાં આવે છે, તે સંખ્યા પણ ઘણી ઓછી છે. ૧૯૨૧માં રોલીસન કમિટીએ ૨૮ વરસમાં લશ્કરને હિંદીમય કરવાની વાત કરી હતી, તે મુજબ ૨૮ વરસમાં લશ્કરને હિંદીમય બનાવવા માટે દર વરસે ૬૦૦ ઉમેદવારો નીકળવા જોઈએ. જ્યારે દેહરાદૂનમાંથી દર વરસે ફક્ત પાંચમા ભાગના — એટલે ૧૨૦ ઉમેદવારો — તૈયાર થઈને બહાર પડે છે. એટલે આ ધોરણે લશ્કરને હિંદીમય બનાવતાં ૨૮ વરસને બદલે ૧૪૦ વરસ લાગશે. ૧૯૩૨માં જેમ પીછેહઠ થઈ, તેમ આ યોજના પણ વચ્ચે ક્યાંક ખોટકાઈ પડે અગર બદલાઈ જાય તો નવાઈ નહિ !

---

૧. Viceroy's Commissioned Officers.

૨. King's Commissioned Officers.

## ૨૦

# સરકારી પગાર-નીતિ

પરદેશીઓને માટે હિંદ એ ફક્ત પાકો માલ ખપાવવાનું બજાર નથી, પરંતુ મોટા પગારની નોકરીઓ મેળવવાનું સાધન પણ છે. રેલવે, ટપાલ, લશ્કર વગેરે સરકારી ખાતાંઓમાં, લાયક હિંદીઓ મળી શકે તેમ હોવા છતાં, મોટે ભાગે પરદેશીઓને મોટા પગારથી રાખવામાં આવે છે. ઉપર લશ્કરનો અને પહેલાં રેલવે વિષે વિચાર કરતી વખતે આપણે જોયું છે કે, તે ખાતાંઓમાં ભારે પગારની નોકરીઓમાં પરદેશીઓનું પ્રમાણ ઘણું વધારે છે. એક રીતે હિંદીઓને તેવી ભારે નોકરીઓમાંથી લગભગ બાતલ રાખવામાં આવે છે એમ કહીએ તો ચાલે. તે જ પ્રમાણે મુલકી, ન્યાય વગેરે, ખાતાંઓમાં પણ છે.

વળી, આપણા ગરીબ દેશમાં પગારનું ધોરણ એટલું ઊંચું રાખવામાં આવ્યું છે કે તેનો નમૂનો દુનિયામાં બીજે ક્યાંય જડતો નથી. આપણા દેશની આવકના પ્રમાણમાં તે ધોરણ કેટલું ઊંચું છે તે નીચેના આંકડા બતાવે છે :—

| | मोटा अमलदारोना वार्षिक सरेराश पगार | प्रजानी माथा दीठ आवक साथेनुं प्रमाण |
|---|---|---|
| ગ્રેટ બ્રિટન | રૂ. ૪૦,૦૦૦ | ૧=૩૭ |
| કૅનેડા | રૂ. ૨૭,૪૦૦ | ૧=૨૨ |
| અમેરિકા | રૂ. ૨૭,૪૦૦ | ૧=૧૩ |
| જર્મની | રૂ. ૧૪,૯૬૦ | ૧=૨૪ |
| જાપાન | રૂ. ૮,૮૦૦ | ૧=૩૨ |
| હિંદ | રૂ. ૪૮,૦૦૦ | ૧=૯૬૦ |

એટલે હિંદમાં પ્રજાની સરેરાશ આવકની સરખામણીમાં સરકારી મોટા અમલદારને લગભગ ૧૦૦૦ ગણો પગાર મળે છે! આમાં મોટા

અમલદાર તરીકે સરકારી ખાતાંઓના મંત્રીઓને ગણ્યા છે. પણ તેથી વધારે પગાર ગવર્નરોને મળે છે, અને તેથીય વધારે પગાર વાઇસરૉય સાહેબને મળે છે. મુંબઈના ગવર્નરને ઉપરને હિસાબે ૨૪૦૦ ગણો પગાર મળે છે અને વાઇસરૉય સાહેબને તો ૫૦૦૦ ગણો પગાર મળે છે. એટલે વાઇસરૉય સાહેબને એક દિવસમાં ૫૦૦૦ હિંદીઓની સરેરાશ રોજી આવક જેટલો પગાર મળે છે.

વળી આ તો ફક્ત તેમનો ચોખ્ખો પગાર છે. તે ઉપરાંત તેટલી જ મોટી રકમ એમનાં ભાડાંભથ્થાંની અને બીજાં ખર્ચની હોય છે. એ બધું ગણતાં વાઇસરૉય પાછળ વાર્ષિક લગભગ રૂ. ૧૮ લાખ ખરચાય છે. પ્રજાની જણ દીઠ વાર્ષિક આવક રૂ. ૫૬ ગણીએ તો વાઇસરૉયનું ખર્ચ ૫૦૦૦ હિંદીઓની સરેરાશ આવક જેટલું નહિ, પરંતુ ૩૨,૦૦૦ હિંદીઓની સરેરાશ આવક જેટલું થયું! એટલે કે, ૩૨,૦૦૦ હિંદીઓની કમાણી એકલા વાઇસરૉય સાહેબ પાછળ ખરચાય છે.

આ બાબત ધ્યાનમાં લઈને ગાંધીજી જેવા જોખી જોખીને લખનાર પુરુષે ૧૯૩૦માં સ્વરાજ્યની લડત શરૂ કરતાં પહેલાં વાઇસરૉય સાહેબને લખેલા પત્રમાં નીચે પ્રમાણે શબ્દો લખ્યા હતા:—

"આપનો માસિક પગાર રૂ. ૨૧૦૦૦થી વધારે છે. એ ઉપરાંત તેમાં ભથ્થાં અને બીજા આડાઅવળા ઉમેરા જુદા. બ્રિટિશ મુખ્ય પ્રધાનને વર્ષે ૫૦૦૦ પૌંડ મળે છે. એટલે આજના નાણાના હિસાબે રૂ. ૫૦૦૦ મહિનાના થયા. હિંદની સરેરાશ આવક બે આનાની, ત્યારે તેના હાકેમનો રોજનો પગાર રૂ. ૭૦૦. અને અંગ્રેજની સરેરાશ રોજિંદી આવક રૂ. ૨ ની, ત્યારે તેના વડા પ્રધાનનો રોજનો પગાર રૂ. ૧૮૦. એટલે કે આપને સાધારણ હિંદીની રોજિંદી આવક કરતાં ૫૦૦૦ ગણો મોટો પગાર અપાય છે, જ્યારે બ્રિટિશ વડા પ્રધાનને ત્યાંની રોજિંદી આવકથી માત્ર ૯૦ ગણો વધારે પગાર મળે છે."

હિંદમાં નાના નોકરો બાદ કરતાં બીજા મોટા અમલદારોના પગાર પણ એટલા જ ભારે છે. કેટલાક દેશોના મુખ્ય અમલદારોના પગારનું ધોરણ નીચે પ્રમાણે છે:—

| | होद्दो | मासिक पगार रु. |
|---|---|---|
| આયર્લૅન્ડ | ગવર્નર | ૮૦૦૦ |
| | વડા પ્રધાન | ૩૦૦૦ |
| | નાણાપ્રધાન | ૧૯૦૦ |
| સિલોન | ગવર્નર | ૮૯૦૦ |
| દક્ષિણ આફ્રિકા | ગવર્નર-જનરલ | ૧૧૦૦૦ |
| | વડા પ્રધાન | ૩૯૦૦ |
| ઑસ્ટ્રેલિયા | ગવર્નર | ૫૫૦૦ |
| | પ્રધાનો | ૧૪૦૦ |
| જાપાન | વડા પ્રધાન | ૬૨૦ |
| | બીજા પ્રધાનો | ૪૪૦ |
| | સેનાધિપતિ | ૩૩૦ |
| કોરિયા | ગવર્નર-જનરલ | ૪૪૦ |
| અમેરિકા | પ્રમુખ | ૧૭૦૦૦ |
| | પ્રધાનો | ૩૪૦૦ |
| ગ્રેટ બ્રિટન | વડા પ્રધાન | ૧૧૦૦૦ |
| | પાર્લામેન્ટના પ્રમુખ | ૫૫૦૦ |
| | હિંદી વજીર | ૫૫૦૦ |
| હિંદ | સેનાધિપતિ | ૮૩૦૦ |
| | કમિશ્નર | ૩૦૦૦ થી ૪૦૦૦ |
| | કલેક્ટર | ૧૨૦૦ થી ૩૫૦૦ |
| | પ્રાંતોના પ્રધાનો | ૫૦૦૦ થી ૬૫૦૦ |
| | મહાસભાવાદી પ્રધાનો | ૫૦૦ |

ભારે મોટા પગાર ફક્ત પ્રજાની સ્થિતિનો વિચાર ન કરનાર સરકાર જ આપી શકે. હિંદમાં એવું તે શું કામ કરવાનું છે કે ઇંગ્લંડ કે અમેરિકા કરતાં હિંદમાં વધારે પગારો આપવા જોઈએ? વાઇસરૉય ઉપર સત્તા ધરાવનાર હિંદી વજીરનો પગાર લગભગ ચોથા ભાગનો છે અને આખા સામ્રાજ્યનો વહીવટ કરનાર ત્યાંના વડા પ્રધાનનો પગાર પણ વાઇસરૉયના પગાર કરતાં અડધો છે. આનું કારણ શું? હિંદી વજીર અને વડા પ્રધાનનો પગાર ઇંગ્લંડની તિજોરીમાંથી અપાય છે, ત્યારે વાઇસરૉયનો પગાર હિંદની તિજોરીમાંથી અપાય છે તેજ ને?

પગારો ઉપરાંત ભાડાં, ભથ્થાં અને રજાઓનું ધોરણ પણ બીજા દેશો કરતાં હિંદમાં ઘણું ઊંચું છે :—

૧. હિંદી સનંદી નોકરોને દર ૨૨ માસની નોકરીએ ૫ માસની રજા મળી શકે છે, અને તે એકીસાથે ૮ માસ સુધી ભોગવી શકે છે. ત્યારે બીજા દેશોમાં ૦।। માસ કે ૧ માસની જ ચઢતે પગારે રજા મળી શકે છે. તે રજા ભેગી કરીને ભોગવી શકાતી નથી. ઉપરાંત હિંદના જેવી, અવારનવાર આવતા તહેવારોની રજાઓ પણ હોતી નથી.

૨. હિંદમાં સરકારી નોકરોને પેન્શન મળે છે, ત્યારે રજાઓ બાદ કરતાં તે ફક્ત ૨૩ વરસ કામ આપે છે. બીજા દેશોમાં ૬૫ વરસે અમલદાર નિવૃત્ત થાય છે, ત્યારે અહીં ૫૫ વરસે નિવૃત્ત થાય છે. બીજા દેશોમાં ૪૦ થી ૪૫ વરસ નોકરી કરે છે, ત્યારે અહીં ૩૦ થી ૩૫ વરસ નોકરી કરે છે પરિણામે હિંદમાં ૪૦ ટકા વધારે નોકરો રાખવા પડે છે, ત્યારે બીજા દેશોમાં રજાઓ અને નોકરીનું ધોરણ વગેરે એવી જાતનું હોય છે કે ૧૦ ટકા કરતાં વધુ માણસો રાખવા પડતા નથી.

૩. હિંદમાં નોકરી દરમિયાન પરદેશ જાય, ત્યારે માસિક રૂ. ૪૦૦ ભથ્થું મળે છે. આગબોટમાં આવવા જવાનું પહેલા વર્ગનું ભાડું મળે છે. હિંદ બહાર પગાર મળે તે ઉપર આવકવેરો આપવો પડતો નથી. આ બધી સગવડો એટલી બધી છે કે, કેટલાક અમલદારો ખાસ ખર્ચ કર્યા વગર પરદેશમાં રજાઓ ભોગવી શકે છે.

દુનિયાના બીજા કોઈ દેશને પોતાના અમલદારોને આટલા મોટા પગારો અને ભથ્થાં આપવાની જરૂર લાગતી નથી. હિંદને પણ ખરેખર તો જરૂર નથી, પરંતુ એટલા મોટા પગારો અને ભથ્થાં ન મળે તો અંગ્રેજો હિંદ ઉપર રાજ્ય શું કરવા કરે અને આટલે દૂર આવે શા સારુ ? એવા હક્કો અને વેપાર–રોજગારની સગવડોમાં જ તેમનું હિત રહેલું છે. તે હક્કો સુરક્ષિત રહે તે માટે તેઓ સતત કાળજી રાખે છે. નવા સુધારાની વાતોમાં પણ એ હક્ક જતો કરવાની વાત નથી. ૧૯૩૫ના સુધારા પ્રમાણે પ્રાંતોમાં લોકોના ચૂંટેલા પ્રતિનિધિઓના હાથમાં પ્રાંતનો કારભાર સોંપવામાં આવ્યો. પરંતુ ઉપર જણાવેલાં પગારો અને ભાડાં ભથ્થાંમાં રાતી પાઈ ઓછી કરવાનો તે પ્રધાનો કે ધારાસભાઓને અધિકાર

નથી. પ્રધાનો પોતે ધારે તેટલો ઓછો પગાર લઈ શકે છે અથવા પોતાના તાબાના દેશી અમલદારોના પગારમાં ફેરફાર કરી શકે છે, પરંતુ તેઓ ઇંગ્લંડથી નિમાઈને આવેલા, અથવા ગવર્નર કે વાઇસરૉય મારફત નિમાયેલા અમલદારોના પગારને અડી શકે નહિ.

મહાસભાના પ્રધાનોએ પોતે મહાસભાની આજ્ઞા અનુસાર માસિક રૂ. ૫૦૦ પગાર લેવાનું ધોરણ રાખ્યું હતું. તે પગાર સનંદી નોકરોની સરખામણીમાં ઘણો ઓછો છે, પરંતુ બીજા દેશોના જે આંકડા ઉપર આપ્યા છે, તેનો પ્રજાની આવક સાથેનો સંબંધ જોતાં હિંદમાં માસિક રૂ. ૫૦૦ પણ વધારે ગણાય. ઇંગ્લંડના વડા પ્રધાનને અંગ્રેજ પ્રજાની સરાસરી આવક કરતાં ૯૦ ગણો વધારે પગાર મળે છે તે હિસાબે, હિંદમાં વાર્ષિક રૂ. ૫૦૦૦થી વધારે ન મળવા જોઈએ; ત્યારે માસિક રૂ. ૫૦૦ ને હિસાબે વાર્ષિક રૂ. ૬૦૦૦ થયા. આ રીતે અત્યારની પરિસ્થિતિમાં માસિક રૂ. ૫૦૦ ઓછા ન ગણાય. પરંતુ આપણે ગવર્નરો અને વાઇસરૉયના પગારને ધોરણે વિચાર કરીએ છીએ; એટલે ૫૦૦ ઓછા લાગે છે. વળી એવું બને છે કે, પ્રધાનોના હાથ નીચેના કેટલાક નોકરોને વધારે પગાર મળે છે. આથી પણ માસિક રૂ. ૫૦૦ની રકમની યોગ્યતા વિષે કેટલાકને શંકા થાય છે. પરંતુ હિંદ પોતાની વ્યવસ્થા સ્વતંત્રપણે કરવાને શક્તિમાન થશે, ત્યારે આ ભેદો નાબૂદ થશે અને ત્યારે ૫૦૦ની મર્યાદા, જે હાલ ગવર્નર અને વાઇસરૉયના બાદશાહી પગારો આગળ અલ્પ લાગે છે, તે ઓછી નહિ લાગે.

# ૨૧

# સરકારી કરજ

કોઈ વ્યક્તિને માથે દેવું હોય તો તેને માટે તે ચિંતાનો વિષય થઈ પડે છે. પરંતુ હાલના જમાનામાં બીજાઓની મૂડી ભેગી કરીને જ ઉદ્યોગધંધા ચલાવવામાં આવે છે. કામધંધાને અંગે બીજાની મૂડી લેવાથી કરજ થાય તો તેની ચિંતા કોઈ કરતું નથી. થાય તોપણ તે અનિવાર્ય છે. પણ ઘરખર્ચમાં ખોટ પડે, તેને લીધે દેવું કરવું પડે, તે એક વાત છે, અને ધંધો કરવા દેવું કરવું પડે તે જુદી વાત છે. વાસ્તવિક રીતે ધંધા માટે પૈસા લેવામાં કોઈ નાનમ ગણતું નથી. વસ્તુતઃ આજે બધા મોટા ઉદ્યોગો બીજાની મૂડી ઉપર જ ચાલે છે. તે જ પ્રમાણે રાષ્ટ્રને મૂડી રોકવી પડે એવાં મોટાં કામો કરવા માટે પણ કરજ કરવું પડે છે. પહેલાંના વખતમાં એવાં કામો સરકાર કરતી નહિ. કોઈ સરકાર કદાચ કરે તો ચાલુ આવકમાંથી કરે. લડાઈ માટે દેવું કરવું પડે તોપણ તે થોડા વખત માટે થતું. લડાઈ પૂરી થતાં ગમે તે રીતે સગવડ કરીને તે દેવું પતાવી દેવામાં આવતું. પરંતુ અત્યારના જમાનામાં તો દરેક દરેક રાષ્ટ્ર દેવું કરે છે. આજની દુનિયામાં દરેક રાષ્ટ્રને ઓછુંવત્તું કાયમી જાહેર કરજ હોય છે. અને સ્વતંત્ર રાષ્ટ્રો તેને 'રાષ્ટ્રનું — રાષ્ટ્રીય કરજ' કહે છે. પ્રજાહિતનાં કેટલાંક મોટાં કામોનું ખર્ચ મહેસૂલની આવકમાંથી કરી ન શકાય, એટલે તેને માટે આવશ્યક દેવું કરવું પડે છે. અને લડાઈ કરવી પડે તો તેને માટે પણ દેવું કરવું પડે છે. એ રીતે યુરોપનાં મહારાષ્ટ્રોનું દેવું ૧૯૧૪ના મહાયુદ્ધ પછી ઘણું વધી ગયું હતું.

હિંદી સરકાર પણ દેવું કરે છે. તેને 'રાષ્ટ્રીય' ન કહેતાં 'સરકારી' કહ્યું છે તે તેથી કે, સરકાર રાષ્ટ્રની નથી ને તેના હિતમાં જ દેવું વહોરતી નથી. પહેલું તે દેવું કેટલું છે તે જોઈએ. બીજા દેશોના પ્રમાણમાં હિંદમાં સરકારી દેવું નીચે પ્રમાણે છે :—

| सरकारी देवुं | | करोड रू. | वस्तीना माणस दीठ रू. |
|---|---|---|---|
| હિંદુસ્તાન | ( ૧૯૩૬–૩૭ ) | ૧૧૬૪* | ૪૩ |
| ,, | ( ૧૯૩૧–૩૨ ) | ૧૦૫૦ | ૩૯ |
| ગ્રેટ બ્રિટન | ,, | ૧૦૧૯૭ | ૨૨૧૭ |
| અમેરિકા | ,, | ૫૪૧૩ | ૪૪૦ |
| કૅનેડા | ,, | ૫૫૫ | ૫૩૩ |
| ફ્રાન્સ | ,, | ૫૧૬૬ | ૧૨૩૦ |
| જાપાન | ,, | ૯૪૦ | ૧૪૫ |

હિંદમાં સરકારી દેવું નીચે પ્રમાણે વધ્યું છે: ૧૮૬૦ના અરસામાં જ્યારે કંપની સરકારને બદલે બ્રિટિશ સરકારે રાજ્ય કરવા માંડયું, ત્યારે રૂ. ૧૦૦ કરોડનું દેવું હતું. તે દેવું હિંદને જીતવા માટે કરેલી લડાઈઓ અને ૧૮૫૭ના કહેવાતા બળવાને અંગે થયેલું હતું. તે રકમથી આ બોજાની શરૂઆત થઈ. અને ૧૯૦૦ની સાલ સુધીમાં તે ત્રણ ગણી થઈ અને ૧૯૩૬–૩૭માં ૧૧૬૪ કરોડની થઈ હતી; એટલે ૩૬ વરસમાં લગભગ ચાર ગણું દેવું થયું. આ વધારામાંથી કેટલુંક દેવું રેલવે અને નહેરો બાંધવાને માટે થયેલું છે. પરંતુ ૧૯૧૪ના મહાયુદ્ધને અંગે હિંદને માથે રૂ. ૩૬૦ કરોડનો ચાંલ્લો ચોંટયો, તેનો પણ તે દેવામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

આ રીતે થયેલા કુલ દેવાના બે ભાગ પાડવામાં આવે છે: ૧ ઉત્પાદક ૨ અનુત્પાદક. રેલવે, નહેરો જેવાં કામ માટે કરેલું દેવું ઉત્પાદક ગણાય છે, અને લડાઈ જેવાં કામ માટે કરેલું દેવું અનુત્પાદક ગણાય છે. ઉપર જણાવેલા દેવામાંથી રૂ. ૯૮૬ કરોડ ઉત્પાદક ગણાય છે અને બાકીના રૂ. ૧૭૮ કરોડ અનુત્પાદક ગણાય છે. કુલ ૧૧૬૪ કરોડના દેવામાંથી રૂ. ૪૮૭ કરોડનું દેવું ઇંગ્લંડમાં કરેલું છે.+ અને બાકીનું હિંદમાં કરેલું

* ૧૯૪૩ના માર્ચમાં સરકારી કરજ રૂ. ૧૪૩૯ કરોડ સુધી ગયું હતું.

\+ ૧૯૩૯ના સપ્ટેમ્બર પછી યુદ્ધને કારણે, હિંદના પરદેશ સાથેના વેપારમાં નિકાસનો વધારો ઘણો વધી ગયો. તેનો લાભ લઈને સરકારે ઇંગ્લંડનું દેવું ઘણું ઓછું કરી નાખ્યું છે અને તેને બદલે રૂપિયાની લોનો કાઢી છે. આથી પરદેશનું કરજ ઓછું થયું છે. તેને લીધે પરદેશ વ્યાજરૂપે ભરવી પડતી રકમ પણ ઘટી છે; એ રીતે, પરદેશનું બધું કરજ નાબૂદ થતાં રૂ. ૪ કરોડ જેટલી રકમ પરદેશ ઘસડાઈ જતી ઓછી થશે. પરંતુ સામેથી બીજા પ્રશ્નો ઊઠયા છે, જે હાલ વિચારાય છે.

છે. હિંદમાં લીધેલી રકમમાં સરકારના કામચલાઉ દેવાનો અને પોસ્ટ ઓફિસમાં લોકોના જમા લીધેલા પૈસાનો સમાવેશ થાય છે. તેમ જ પરદેશીઓએ હિંદમાં સરકારી લોન ખરીદી હોય તેનો પણ સમાવેશ થાય છે.

આ દેવામાંથી પરદેશમાં કરેલું દેવું ઓછું કરી નાખવામાં આવે અને હિંદમાં પરદેશીઓએ લીધેલી લોનો ઓછી કરી નાખવામાં આવે તો પછી તેમાં વાંધાભરેલું ખાસ નથી. પરંતુ કંપની સરકારના રાજ્યની શરૂઆતથી અત્યાર સુધીમાં કેટલુંય દેવું અને તેનું વ્યાજ ખોટી રીતે હિંદની તિજોરીમાંથી આપવામાં આવ્યાં છે. વખતોવખત કરવામાં આવેલી લડાઈઓ અને બીજાં કારણોને લીધે દેવું થયેલું તે અમુક અમુક મુદતે ચૂકવી દેવામાં આવ્યું છે. તેમાંનું કેટલુંક દેવું હિંદને માથે ગેરવાજબી રીતે ઠોકી બેસાડવામાં આવ્યું હતું અને તે દેવાની રકમ અન્યાયી રીતે હિંદની તિજોરીમાંથી ચૂકવવામાં આવી હતી. એટલે હિંદ જ્યારે ખરેખર સ્વતંત્ર થશે, ત્યારે અત્યાર સુધીમાં ચૂકવેલા દેવાની રીતસર તપાસ કરાવીને તેનો ન્યાય કરવાનો રહેશે, અને દુનિયાના બીજા દેશોમાં અખત્યાર કરેલી રીતિ પ્રમાણે, તેનો વિચાર કરવો પડશે. એ રીતે તપાસ કરતાં જેટલું દેવું ગેરવાજબી રીતે હિંદની તિજોરીમાં અપાયું હશે, તેટલું દેવું પાછું લેવાનો હિંદી પ્રજાનો હક રહેશે. આમ આંતરરાષ્ટ્રીય પ્રણાલિકાની દૃષ્ટિએ, નિષ્પક્ષ તપાસ તો સંપૂર્ણ સ્વાતંત્ર્યના વાતાવરણમાં થઈ શકે. પરંતુ તે દિશામાં વિચાર કરવા માટે ભૂમિકા તૈયાર કરવાને સારુ, રાષ્ટ્રીય મહાસભાએ ૧૯૩૧માં એક સમિતિ નીમી હતી અને તે દ્વારા સરકારી દેવાની તપાસ કરાવી હતી. તે સમિતિએ જૂનો ઇતિહાસ તપાસીને વિગતવાર તપાસ કરી હતી અને એવો અભિપ્રાય આપ્યો હતો કે, અત્યાર સુધીમાં અપાયેલા દેવામાંથી લગભગ રૂ. ૭૩૦ કરોડ ખોટી રીતે અપાયા છે. તેની વિગત નીચે પ્રમાણે છે :—

| | કરોડ રૂ. |
|---|---|
| ૧ ૧૮૫૭ પહેલાંના ઇસ્ટ ઇન્ડિયા કંપનીના હિંદ બહારના વિગ્રહનું ખર્ચ | ૩૫ |
| ૨. બળવાનું ખર્ચ | ૪૦ |

| | |
|---|---|
| ૩. કંપનીની મૂળ મિલકત તથા તે ઉપર ચૂકવેલું વ્યાજ | ૩૭ |
| ૪ ૧૮૫૭–૧૯૦૦ હિંદ બહારનાં યુદ્ધો | ૩૭ |
| ૫. ૧૯૧૪ યુરોપીય વિગ્રહ અંગે ભેટ | ૧૮૯ |
| ૬. ,, ,, ,, ખર્ચ | ૧૭૧ |
| ૭. ઇરાન ચીનનાં એલચી–ખાતાંનું, અને એડન દરિયાઈ તારની યોજનાનું ખર્ચ | ૨૦ |
| ૮ બર્માં વિગ્રહનું ખર્ચ | ૮૨ |
| ૯. કાઉન્સિલ બિલના વેચાણની ખોટ | ૩૫ |
| ૧૦. લશ્કરી રેલવેનું ખર્ચ | ૬૩ |
| ૧૧. રેલવેના શેરવાળાને આપેલો વધારો | ૫૦ |
| | રૂ. ૭૨૯ કરોડ |

આ તો ઓછામાં ઓછી અને તદ્દન વાજબી લાગે તેટલી જ રકમોનો આંકડો છે. તેના ઉપર રૂ. ૫૩૬ કરોડ વ્યાજ તરીકે ચૂકવાયા છે તે જુદા. તે ઉપરાંત હિંદમાં લશ્કર મોટે ભાગે બ્રિટિશ સામ્રાજ્યના હિતને માટે રાખવામાં આવે છે, તેનું ખર્ચ હિંદ પાસેથી વરસોવરસ લેવામાં આવ્યું છે. તેવા લશ્કરી ખર્ચનો ફક્ત ચોથો ભાગ ગણીએ તો-પણ એ રીતે રૂ. ૫૪૦ કરોડ હિંદમાંથી ખોટી રીતે ખરચાયા છે, તેનો ઉપરના આંકડામાં વધારો કરવો જોઈએ. આ બધી રકમો એકઠી કરીએ તો કુલ રૂ. ૧૮૦૫ કરોડ હિંદ પાસેથી ખોટી રીતે લેવામાં આવ્યા છે એમ ગણાય. પણ તેવી ખાસ રકમો બાજુ પર રાખીએ તોપણ ચોખ્ખા ૭૨૯ કરોડ પાછા લેવા વિષે તો ખાસ વિચાર કરવો જ જોઈશે. તે રકમ એવી જાતની છે કે, તે પૈસા ઇંગ્લંડની તિજોરીમાંથી જોડી આપવા જોઈએ. બીજા પ્રસંગોએ ઇંગ્લંડે પોતાના હિતને માટે યુદ્ધો કર્યાં છે, તેનું ખર્ચ ઇંગ્લંડની તિજોરીમાંથી આપવામાં આવ્યું છે, એમ ઇતિહાસ બોલે છે. આફ્રિકાના બોઅર યુદ્ધનું બધું ખર્ચ ઇંગ્લંડે આપ્યું હતું. એટલું જ નહિ પરંતુ ઇંગ્લંડે બોઅર લોકોને ખેતીની પુનર્રચના કરવા માટે રૂ. ૪૫ લાખની મદદ આપી હતી. કેનેડામાં ૧૮૩૮માં બળવો થયેલો, તેનું ખર્ચ ઇંગ્લંડે ભોગવ્યું હતું. ત્યારે હિંદના ૧૮૫૭ના બળવાનું રૂ. ૪૦ કરોડનું ખર્ચ હિંદની તિજોરીમાંથી લેવામાં આવ્યું છે, અને કંપની સરકારના રાજ્યમાં તથા ૧૮૫૭ પછી અંગ્રેજ સરકારે કરેલી લડાઈઓનું

ખર્ચ પણ હિંદની તિજોરીમાંથી લેવામાં આવ્યું છે. બ્રહ્મદેશને હવે જુદો પાડવામાં આવ્યો છે, પરંતુ તેની સાથેની લડાઈઓના રૂ. ૮૨ કરોડ હિંદે ખરચેલા છે. અફઘાનિસ્તાન સાથે યુદ્ધો થયાં; પેરક ઉપર ચડાઈ કરી; ઇજિપ્તમાં લશ્કરી ટુકડીઓ મોકલી; તે બધાનું ખર્ચ પણ હિંદમાંથી આપવામાં આવ્યું છે. ખરી રીતે આ લડાઈઓ બ્રિટિશ સામ્રાજ્યના હિતને માટે લડવામાં આવી હતી. એટલે તે ખર્ચ આંતરરાષ્ટ્રીય ન્યાયને ધોરણે ઇંગ્લંડની તિજોરીમાંથી આપવું જોઈતું હતું. ૧૯૧૪ના મહાયુદ્ધનું ખર્ચ જેમ ઇંગ્લંડે વેઠ્યું, તેમ આ લડાઈઓનું ખર્ચ પણ તેણે જ વેઠવું જોઈએ. તે જ પ્રમાણે તે મહાયુદ્ધને અંગે હિંદે કરેલું ખર્ચ પણ ઇંગ્લંડે આપવું જોઈએ.

આ બધી બાબતોનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેનો અર્થ એવો નથી કે, હિંદ સ્વતંત્ર થતાં તેટલું દેવું આપવાનો તુરત જ ઇનકાર કરશે. રાષ્ટ્રીય મહાસભાએ કરાવેલી તપાસનો તેવો હેતુ નથી. મહાસભાની માગણી એવી છે કે, હિંદ સ્વતંત્ર થાય ત્યારે આ દેવાની નિષ્પક્ષ પંચ મારફત તપાસ થાય. અને જે દેવું ગેરવાજબી રીતે હિંદની તિજોરીમાંથી ચૂકવવામાં આવ્યું છે એમ પુરવાર થાય, તેટલી રકમ હિંદને પાછી મળે. એટલે તેટલી રકમ જેની પાસેથી લેવાની યોગ્ય ઠરે તે આપે. બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસમાં આવા પ્રસંગો બનેલા છે. આયર્લૅન્ડ જ્યારે ગ્રેટ બ્રિટનથી સ્વતંત્ર થયું, ત્યારે જૂના દેવામાંથી તેને સંપૂર્ણ મુક્તિ આપવામાં આવી હતી. હિંદની સાથે તે જ ન્યાયે વર્તાવ થવો જોઈએ. હિંદ તો વધારે રાહતની પણ અપેક્ષા રાખે, કારણ કે અંગ્રેજોને આયર્લૅન્ડ કરતાં હિંદમાંથી વધારે રળવા કમાવાનું મળ્યું છે અને તેમણે કરોડો–અબજોની કમાણી કરી છે. તો હવે તેઓ હિંદ ઉપર અણઘટતી રીતે લાદેલા દેવામાંથી વાજબી હિસ્સો આપે તો જરાય વધારેપડતું નથી.

## ૨૨

# મીઠાવેરો

હિંદને કાંઠે કાંઠે ૪૩૦૦ માઈલના વિસ્તારમાં દરિયો ઘૂઘવે છે. અને મીઠું ખૂટે નહિ તેવા સિંધવના ખડકો દેશમાં છે. છતાં હિંદમાં લગભગ ૮૮ લાખ પાકા મણ જેટલું મીઠું — એટલે કુલ વપરાશના પાંચમા ભાગ જેટલું મીઠું — બહારથી આવે છે! બંગાળાના લોકો ઘણુંખરું પરદેશી મીઠું ખાય છે. પરદેશ જતી આગબોટોને જેટલો માલ લઈ જવાનો હોય છે, તેટલો લાવવાનો હોતો નથી. એટલે તે આગબોટમાં બેસણી માટે પૂરતું વજન કરવા માટે આવો માલ ન મળે તો ચાલે નહિ. તેથી બેસણી ખાતર જ કેટલોક માલ પરદેશથી નાખી લાવવાની જરૂર પડે છે. આ સગવડ આગબોટોને મળે તે માટે પરદેશી મીઠું હિંદમાં લાવવાની સગવડ આપવામાં આવી છે. હિંદમાં મીઠા ઉપર જકાત નાખીને તેનો ભાવ ઊંચો રાખવામાં આવે છે. તેથી પરદેશથી આવતી આગબોટોને સગવડ મળે છે, અને સરકારને કરોડોની આવક થાય છે. તેનો બોજો ગરીબમાં ગરીબ માણસ ઉપર પણ પડે છે. તે બોજો પૈસાદાર કરતાં ગરીબને વધારે લાગે, કારણ ગરીબની આવક ઓછી અને તેને ખોરાકમાં ખાસ કરીને મીઠાનો જ ઉપયોગ કરવાનો. પૈસાદારને ૧૬૦૦ રૂપિયામાંથી ૧૦૦ રૂપિયા આપવા પડે, તે કરતાં ગરીબને રૂ. ૧ માંથી ૧ આનો આપવો ભારે પડે, એ સિદ્ધ વાત છે. તેથી મીઠાવેરો એ ગરીબોને માટે બોજારૂપ છે. જેને પહેરવા માટે પૂરતાં કપડાં ન હોય અને જેમને ખાવાના સાંસા હોય, તેમને પણ આ કર આડકતરી રીતે આપવો પડે છે.

કેટલાક એમ કહે છે કે, પ્રજાનો દરેક માણસ કોઈ ને કોઈ રૂપમાં રાજ્યના ખર્ચમાં ફાળો આપે તે જરૂરી છે, એ દૃષ્ટિએ મીઠાવેરો એક એવો કર છે, જે દ્વારા ગરીબ પણ રાજ્યના ખર્ચમાં ફાળો આપી શકે છે. પરંતુ હિંદમાં ૭૩ ટકા જેટલા તો ખેડૂતો છે અને તેઓ બધા સરકારને જમીન-મહેસૂલ ભરે જ છે. ખરી રીતે તેઓ તો જમીન-

મહેસૂલ ઉપરાંત બીજો ઘણો બોજો ઉઠાવે છે. આબકારી વેરાનો ભાર મુખ્યત્વે એ જ વર્ગ પર પડે છે. તે જ પ્રમાણે જકાતવેરો, જંગલનો દર, રેલવેનું નૂર અને ટપાલખાતાના દર વગેરે બીજા વેરા સીધી રીતે અને આડકતરી રીતે તે વર્ગ પર પડે છે. હિંદમાં સરકાર જે કર ઉઘરાવે છે, તેમાંથી દર ૬ રૂપિયામાંથી આશરે ૫ રૂપિયા તો એક અથવા બીજી રીતે ખેડૂતો જ ભરે છે. એટલે ખેડૂતના ઉપર વધારે બોજો નાખવાનો વિચાર જ થઈ શકે તેમ નથી. મીઠાવેરાનો પણ ઘણો ભાગ ખેડૂતોને જ વેઠવો પડે છે. જેમની પાસે જમીન નથી, તેઓ પણ જકાત દ્વારા કે બીજી રીતે મહેસૂલ ભરે છે. છતાંય ધારો કે કોઈ એવા રહી જાય, જેમના ઉપર સરકારી કરનો બોજો આડકતરી રીતે પણ ન પડે, તો તેમને દંડવા માટે મીઠાવેરો નાખવાની જરૂર નથી. એવા નિરાધારો પાસેથી કંઈ પણ લેવાની જરૂર જ શી છે? એમની પાસેથી થોડું પણ લેવાનો આગ્રહ શા માટે? સરકારની હસ્તીનું તેમને ભાન થાય, તે માટે જ મીઠાવેરો નાખવાની જરૂર નથી. અને સરકાર વેરો લેવા તાકે તેવી સારી સ્થિતિમાં પ્રજા આવે તેય તેણે જોવાનું નહિ?

ખરી રીતે મીઠાવેરો એ અંગ્રેજ સરકારના હિંદમાં આવ્યા પછી ૧૭૬૦માં દાખલ થયેલો છે. અને ઉપર જણાવ્યા પ્રમાણે તે પરદેશી મીઠું હિંદમાં ઘુસાડવાની સગવડ આપવા ખાતર ચાલુ રાખવામાં આવ્યો છે. હવે તો તે વેરામાંથી થતી કરોડોની આવકનો સરકારને લોભ પણ લાગ્યો છે.

મીઠાવેરાના દરમાં વખતોવખત ફેરફારો કરવામાં આવ્યા છે. ૧૯૨૩માં પાકા મણે દર રૂ. રાા હતો, તે ૧૯૨૪માં ઘટાડીને રૂ. ૧ા કરવામાં આવ્યો હતો. ૧૯૩૧માં તેના ઉપર ૨૫ ટકા વધારાનો કર નાખવામાં આવ્યો હતો. આ જ સાલમાં એડન સિવાયના પરદેશી મીઠા પર પાકા મણે ૪$\frac{1}{2}$ આના જકાત વધારી હતી, તે ધીમે ધીમે ઘટાડીને ૧૯૩૮માં રદ કરવામાં આવી હતી. આ કરમાંથી સરકારને લગભગ રૂ. ૧૧ કરોડની આવક થાય છે. તેમાંથી વ્યવસ્થા–અને ઉઘરાણી–ખર્ચ બાદ કરતાં ચોખ્ખી આવક લગભગ રૂ. ૯૮૩ લાખ રહે છે. આ રકમ

નાનીસૂની નથી. મીઠાવેરાની આવક પ્રાંતિક અને મધ્યસ્થ સરકારની કુલ આવકના ૫ ટકા થાય છે. એટલે તેને જતી કરવી હોય તો બીજાં ખરચમાં ઘટાડો કરવો જોઈએ અગર તો બીજાં આવકનાં સાધનો શોધવાં જોઈએ.

આ સંબંધમાં ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ એ છે કે, મીઠાના ભાવમાં વધારો–ઘટાડો થતાં તેની વપરાશમાં ઘટાડો–વધારો થાય છે. મીઠું એ તદ્દન આવશ્યક વસ્તુ છે, અને હિંદમાં એટલી બધી ગરીબાઈ છે કે, મીઠા જેવી વસ્તુના ભાવની અસર તેની વપરાશ ઉપર થાય છે. આ બાબત ધ્યાનમાં લઈને અને મીઠું એ મનુષ્ય અને ઢોર બંનેને માટે જરૂરી છે એ ખ્યાલમાં રાખીને, આ વેરો રદ કરવાની જરૂર છે. આથી સ્વરાજ્યની સરકાર પહેલે જ ધડાકે એ કર ઉડાવી દેશે એવી અપેક્ષા રાખવી વધારેપડતી નથી. તેને માટે ૧૯૩૦–૩૨ના સત્યાગ્રહમાં ઘણાનાં માથાં ફૂટયાં છે અને ઘણાનાં હાડકાં રંગાયાં છે. સરકાર જો પ્રજાની લાગણી સમજી શકતી હોય તો, તેણે આ આવક જતી કરવા તૈયાર થવું જોઈએ. મહાસભાવાદી પ્રાંતિક સરકારોએ જેમ દારૂની આવક જતી કરવા હામ ભીડી હતી તેમ, મધ્યસ્થ સરકાર જો પ્રજાનો અવાજ સાંભળે તો તેણે પણ આ ગરીબોના લોહીરૂપ વેરો જતો કરવો જોઈએ. ૧૯૦૭માં ઇંગ્લંડના આગેવાનોના દબાણથી, હિંદી સરકારે ચીનની પ્રજાના હિતની ખાતર, અફીણની જકાતમાંથી થતી રૂ. ૮ થી ૧૦ કરોડની આવક જતી કરી હતી, તો હિંદના ગરીબોને રાહત આપવા ખાતર મીઠામાંથી થતી આવક જતી ન કરી શકે?

# ૨૩

## આબકારી આવક

મીઠું મનુષ્યજીવન માટે જેટલી જરૂરી વસ્તુ છે, તેટલી દારૂ એ મનુષ્યજીવનને બરબાદ કરનારી વસ્તુ છે. પરંતુ બેઉમાંથી આવક કરવાની પ્રજાદ્રોહી ટેવ સરકારને પડી ગઈ છે ને તેનો એને લોભ વળગ્યો છે. બાકી ખરું જોતાં, તે બંને ઉપરનો કર જવો જોઈએ અને સરકારે બંનેમાંથી થતી આવક જતી કરવી જોઈએ. મીઠું પ્રજાને સસ્તું અને સારું અને જોઈએ તેટલું મળે તેવી સગવડ મળવી જોઈએ, અને દારૂ પ્રજાને ખાસ કારણ વિના મળે જ નહિ તેમ થવું જોઈએ. મહાસભાવાદી પ્રાન્તોમાં કેટલેક ઠેકાણે દારૂબંધી કરવાની શરૂઆત થઈ હતી. પરંતુ તે કામ તો હવે અટકી પડ્યું છે. અને જે થોડી ઘણી શરૂઆત થઈ હતી તેની ઉપર પાછળથી ગવર્નરોની સરકારે પાણી ફેરવ્યું છે.

આબકારી વેરામાંથી હિંદના જુદા જુદા પ્રાંતોને તથા મધ્યસ્થ સરકારને લગભગ રૂ. ૧૯ કરોડની આવક થાય છે અને પ્રાંતિક અને મધ્યસ્થ સરકારની મહેસૂલમાં તેનો હિસ્સો ૮.૯ ટકા છે. આ આબકારી વેરાની વસ્તુઓમાં દારૂ ઉપરાંત ગાંજો અને અફીણ જેવી કેફી વસ્તુઓનો સમાવેશ થાય છે. પરંતુ પ્રાંતિક આબકારી આવકમાં મુખ્ય હિસ્સો દારૂનો છે અને મધ્યસ્થ આબકારી આવકમાં દીવાસળી અને ખાંડ જેવી દેશમાં પેદા થતી વસ્તુઓ પર નાખેલો કર મુખ્ય છે.

મુંબઈ સરકારને ૧૯૩૬-૩૭ રૂ. ૩૨૦ લાખની આબકારી આવક થતી હતી, તે ઘટાડીને ૧૯૩૯-૪૦ માટે રૂ. ૧૪૦ લાખ આકારવામાં આવી હતી. ૧૯૩૫-૩૬માં ગુજરાતના જુદા જુદા જિલ્લાઓમાં દારૂનાં પીઠાં અને આબકારી આવકને લગતી સ્થિતિ નીચે મુજબ હતી :—

| | અમદાવાદ | ખેડા | પંચમહાલ | ભરૂચ | સુરત |
|---|---|---|---|---|---|
| પીઠાં અને અફીણગાંજાની દુકાનો | ૨૬૫ | ૨૦૬ | ૧૩૫ | ૧૦૬ | ૪૪૭ |
| દેશી દારૂનો ઉપાડ (ગૅલન) | ૬૮૦૨૧ | ૨૧૪૯૩ | ૧૬૫૩૬ | ૨૫૧૪૬ | ૮૫૬૫૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પરદેશી દારૂનો ઉપાડ (ગેલન) | ૩૭૧૦૫ | ૭૦૩ | ૧૨૩૩ | ૨૧૭૯ | ૧૧૧૯૫ |
| તાડીનો ઉપાડ (ગેલન) | ૭૩૯૨૭ | × | ૧૪૮૧૪ | ૨૨૫૦૯૧ | ૪૦૩૧૫૩૬ |
| આબકારી આવક (હજાર રૂ.) | ૨૦૭૦ | ૩૯૧ | ૧૯૩ | ૭૨૯ | ૨૭૧૬ |
| તાડનાં ઝાડ | ૧૭૫ | × | ૫૦૪ | ૩૯૦૨ | ૧૭૨૦૮૪ |

ઉપર જે વર્ષની સ્થિતિ બતાવી છે, તેમાં મહાસભાવાદી પ્રધાન-મંડળ થયા પછી ફેરફાર થયો હતો. ૧૯૩૮–૩૯માં અમદાવાદ શહેર અને બીજા કેટલાક ભાગોમાં દારૂબંધી કરવાને લીધે મુંબઈ સરકારને રૂ. ૩૦ લાખની આવક ઓછી થઈ હતી અને ૧૯૩૯–૪૦માં મુંબઈ શહેર અને બીજા ભાગોમાં દારૂબંધી કરવા માટે રૂ. ૧૪૦ લાખની આવક ઓછી કરવાનું બીડું ઝડપ્યું હતું. મહાસભાવાદી બીજા પ્રાન્તોમાં પણ તે જ પ્રમાણે થોડે ઘણે અંશે આબકારી આવક ઉપર કાપ મૂકવાનો પ્રયત્ન થયો હતો અને ગરીબ મજૂરો અને અજ્ઞાન લોકોને જીવન સુધારવાની તક આપવામાં આવી હતી.

સરકારને દારૂની જકાતનો રૂ. ૧ મળે ત્યારે દારૂ પીનાર તો દારૂની કિંમતના તેથી ચાર ગણા પૈસા આપે છે. એટલે સરકારના રૂ. ૧ ની સરખામણીમાં દારૂ પીનારના ખિસ્સામાં રૂ. ૪ બચે છે. તે ઉપરાંત દારૂ પીને વ્યસનોમાં પૈસા બગાડે અને શરીરની ખુવારી કરે તે વધારામાં. આ રીતે જોતાં ફક્ત પ્રાન્તોની આબકારી આવકના રૂ. ૧૨ કરોડ ઓછા થાય તો દારૂ પીનારના તો રૂ. ૪૮ કરોડ બચે, અને દારૂના વ્યસનને લીધે બીજાં વ્યસનો અને બદીઓમાં થતું ખર્ચ ગણીએ તો ઓછામાં ઓછા રૂ. ૧૦૦ કરોડ બચે. પ્રજાના ખિસ્સામાં રૂ. ૧૦૦ કરોડ રહે, એટલે બ્રિટિશ હિંદની વસ્તીને હિસાબે વરસે માથા દીઠ લગભગ રૂ. ૩ થયા અને પ્રજાની સરાસરી આવકના ૫ ટકા થયા. આ કંઈ નાનો-સૂનો લાભ ન કહેવાય. અને આ તો આર્થિક લાભ થયો. દારૂ પીનારનું ગૃહજીવન સુખી થાય, માનસિક અને શારીરિક શક્તિ સુધરે, કજિયા ઓછા થાય અને એકંદરે જીવન સુધરે, તેનો લાભ તો પૈસામાં આંકી શકાય નહિ. પરંતુ આવા માનવહિતના સુધારાએ પણ સ્વરાજની જ વાટ જોવી જોઈએ એ ગુલામીની ખૂબી ગણાય.

## ૨૪

# સારદોહન

અત્યાર સુધીમાં આપણે હિંદના મહત્ત્વના આર્થિક પ્રશ્નોનું દિગ્દર્શન કર્યું છે. હજી મજૂરસંઘો, ખેડૂતો અને મજૂરોને લગતા કાયદાઓ,* બજારોની પદ્ધતિ, વેપારી કરારો, જકાતનીતિ અને બેકારી જેવા પ્રશ્નો ચર્ચી શકાય. પરંતુ તેનો છૂટક છૂટક વિચાર જુદે રૂપે થઈ ગયો છે. એટલે તે દરેકનો જુદો વિચાર કરવાનું અહીં રાખ્યું નથી. આ ચોપડીનો બધા પ્રશ્નોનો ઊંડાણથી વિચાર કરવાનો ઇરાદો પણ નથી. એટલે બાકીના પ્રશ્નો છોડી દઈને અહીં અત્યાર સુધીમાં કરેલી ચર્ચાનું સારદોહન કરીશું.

અત્યાર સુધીમાં ચર્ચેલા પ્રશ્નોમાંથી નીચેના મુખ્ય મુદ્દાઓ તરી આવે છેઃ—

૧. કુદરતી સાધનસંપત્તિવાળા આબાદ હિંદમાં ગરીબ લોકો વસે છે, અને પ્રજાના મોટા ભાગને પૂરતું ખાવાપીવાનું, રહેવાનું અને કપડાં મળતાં નથી.

૨. હિંદનો મુખ્ય ધંધો ખેતી છે, પણ ખેતીમાં બરકત નથી, અને ખેડૂતો દેવાં અને મહેસૂલના બોજા હેઠળ કચરાયેલા છે.

૩. મૂડી, સારું બી, ખાતર અને પાણીની ખેડૂતોને મુશ્કેલી છે. સહકારી મંડળીઓ કે સરકાર એ હાડમારી દૂર કરી શકી નથી.

૪. શાહુકારોનું કામ એવી રીતે ચાલે છે કે તેઓ ખેડૂતોના કામમાં નડતર કરે છે. પરંતુ તેમનું કામ નિયંત્રિત કરીને તેમને કામમાં લીધા વગર ગામડાંનું કામ ચાલી શકે તેમ લાગતું નથી.

૫. હિંદના મોટા ઉદ્યોગોમાં બહુ ઓછા માણસો રોકાયેલા છે. ઘણાં માણસોને કારખાનાંમાં રોકવામાં આવે તો તૈયાર માલ ક્યાં ખપાવવો એ મોટો પ્રશ્ન ઊભો થાય. જે મોટા ધંધાઓ ખીલ્યા છે તે

* મુંબઈ સરકારના ખેડૂતોને લગતા નવા કાયદાઓની સાદી સમજૂતી માટે જુઓ 'ગામગોષ્ઠી' (વિદ્યાપીઠ).

મોટે ભાગે પરદેશીઓના હાથમાં છે. દેશના લોકોને ઘણુંખરું મજૂરી કરવાનો લાભ મળે છે. વ્યાજ અને નફો પરદેશી કંપનીઓ ખેંચી જાય છે.

૬. પરદેશ સાથેનો વેપાર હિંદના હિતમાં ચાલતો નથી. કાચો માલ પરદેશ જાય છે અને ઘણે ભાગે તેનો જ પાકો માલ તૈયાર થઈને હિંદમાં આવે છે. હિંદને નામે ઇંગ્લંડમાં થતા ખર્ચની રકમ મોકલવા માટે તથા હિંદમાં રોકાયેલી પરદેશી મૂડીનું વ્યાજ અને પરદેશી કંપનીઓનો નફો વગેરેમાં કરોડો રૂપિયા દર વરસે પરદેશ ઘસડાઈ જાય છે. તે રૂપિયા પેટે હિંદમાંથી કાચો માલ પરદેશ ચઢે છે અગર તો પરદેશનું તેટલું દેવું વધે છે.

૭. રેલવેનો વિકાસ લોકહિતની દૃષ્ટિએ થયો નથી. સારા રસ્તાઓ અને જળમાર્ગના વિકાસને ભોગે રેલવેને ઉત્તેજન મળ્યું છે. રેલવેના નૂરના ભાવ તથા વ્યવસ્થા લોકલાભની દૃષ્ટિએ ગોઠવાયાં નથી.

૮. વહાણવટાના ધંધામાં હિંદનો હિસ્સો નહિ જેવો છે. પરદેશ સાથે વેપાર કરનારા બધાય દેશો પોતાનાં વહાણો રાખે છે અને પોતાના માણસોને તે કામની કેળવણી આપે છે, ત્યારે હિંદમાં પરદેશી કંપનીઓ તે કામનો ઇજારો કરી બેઠી છે.

૯. બેંકો ઉદ્યોગો ખીલવવાના કે ખેતીના કામમાં મદદ કરી શકતી નથી. તેના પૈસાનો ઉપયોગ સરકારી લોનો ભરવાના કામમાં અને શહેરોના વેપારીઓને ટૂંકી મુદતની ધીરધાર કરવાના કામમાં થાય છે. આથી નવા જમાનાની આ શરાફી પેઢીઓથી સામાન્ય પ્રજાને જેવો લાભ મળવો જોઈએ તેવો મળતો નથી. રિઝર્વ બેંકની સ્થાપનાથી આ પરિસ્થિતિમાં મહત્ત્વનો ફેર પડ્યો નથી.

૧૦. હિંદનું નાણાચલણ પ્રજાના વિશ્વાસ ઉપર રચાયેલું નથી. પ્રજાનું હિત તેમાં સચવાતું નથી. હૂંડિયામણના ભાવમાં ફેરફાર કરવાથી દેશને કરોડોનું નુકસાન વેઠવું પડે છે.

૧૧. સરકારી ખર્ચમાંથી મોટો ભાગ રક્ષણ અને વ્યવસ્થા માટે વપરાય છે અને કેળવણી, આરોગ્ય, ઔદ્યોગિક વિકાસ જેવાં કામોમાં ઓછા પૈસા વપરાય છે.

૧૨. મોટા અમલદારોને હદ ઉપરાંત ભારે પગારો અને ભથ્થાં આપવામાં આવે છે

૧૩. હિંદને માથે ઘણું ગેરવાજબી દેવું લાદવામાં આવ્યું છે.

૧૪. આબકારી અને મીઠાના વેરામાંથી સરકાર આવક કરે છે, તે લોકહિતની દૃષ્ટિથી નુકસાનકારક છે.

ઉપર બતાવેલ ઘણીખરી અગવડો અને અનિષ્ટો હિંદની પરતંત્રતાને મુખ્યત્વે આભારી છે, એ નિર્વિવાદ વસ્તુ છે. આજના જમાનામાં પ્રજાજીવન અને સરકારી તંત્ર એકબીજા સાથે એવાં સંકળાઈ ગયાં છે કે, સરકારી તંત્રની અસર પ્રજાના સામાન્ય જીવન ઉપર થયા વગર રહેતી નથી. સરકારી તંત્ર પ્રજાના જીવનને વિકસાવી શકે છે અગર તો રૂંધી શકે છે. આપણા દેશમાં પરદેશી રાજસત્તા હોવાને લીધે, સરકારની દૃષ્ટિ દરિયાપારની પ્રજાના હિત તરફ ઢળેલી છે. તેથી જુદી જુદી દિશામાં પ્રજાની પ્રગતિ રૂંધાય છે, અને કુદરતી અનુકૂળતાઓ હોવા છતાં પ્રજા ગરીબાઈમાં સડે છે. સરકારી દૃષ્ટિબિંદુ બદલાય તો જ આ સ્થિતિમાં સુધારો થઈ શકે. સાથે સાથે એટલું પણ લક્ષમાં રાખવું જોઈએ કે, સરકાર તરફથી ગમે તેટલી સગવડો મળે તોપણ, જો આર્થિક રચનાનું દૃષ્ટિબિંદુ ન ફરે તોય કંઈ ચોક્કસ પરિણામ આવવા સંભવ નથી. 'જે માલ કે ઉદ્યોગ આખી દુનિયાની સાથે હરીફાઈમાં ટકી શકે તેવો જ માલ કે ઉદ્યોગ જીવવા લાયક છે અને દુનિયામાં જ્યાંથી મળે ત્યાંથી સસ્તો જ માલ ખરીદવો જોઈએ' એ ધોરણે આર્થિક રચના થાય, અને આમ પ્રજાના હિતની દૃષ્ટિએ રચના ન થાય, તોપણ પ્રજાની સ્થિતિમાં મહત્ત્વનો સુધારો થવાનો સંભવ નથી. પ્રમાણિકપણે કામ કરનાર દરેકને નિર્વાહ પૂરતી મજૂરી મળી રહે અને કામ કરવા ઇચ્છનાર કોઈ કામ વિનાનો ન રહે, એ ધોરણે રચના ન થાય તો, કેવળ મોટાં કારખાનાં ઊભાં કરવાથી, આપણા આર્થિક પ્રશ્નનો ઉકેલ થાય તેમ નથી. એટલે આપણો પ્રશ્ન રાજકીય તેમ જ આર્થિક બન્ને પ્રકારનો છે. ચાલુ રાજસત્તાને બદલીને પ્રજાહિતની દૃષ્ટિએ રાજતંત્ર ગોઠવવાનો છે અને પ્રચલિત આર્થિક વિચારોનું દૃષ્ટિબિંદુ બદલીને સર્વેને કામ અને પૂરતું ખાવાપીવાનું મળી રહે તેવી આર્થિક રચના કરવાનો છે. પરિસ્થિતિ એવી

રીતે પલટાવી જોઈએ કે જેથી સરકાર તરફથી પ્રજાના દરેક કામમાં જરૂરી ઉત્તેજન અને સગવડો મળે અને પ્રજાના દરેક માણસને પ્રમાણિકપણે કામ કરવાની તક મળે; કોઈ ઠેકાણે માલના ઢગલા ન થાય, તેમ ધનના ઢગલા પણ ન થાય; કોઈ ઠેકાણે મહોલાતો અને બંગલાઓ, અને કોઈ ઠેકાણે રહેવાને અયોગ્ય ઝૂંપડાં, એમ ન હોય. આમ ત્યારે જ બને કે જ્યારે કરોડો માણસોએ તૈયાર કરેલો માલ, કિંમતની પરવા કર્યા વગર, સાચી આર્થિક દૃષ્ટિ ધ્યાનમાં રાખીને, પ્રજા ઉપાડી લે. અને એ ત્યારે જ બને જ્યારે પ્રજાના આ કામમાં સરકાર સંપૂર્ણ સહાનુભૂતિપૂર્વક સહકાર આપે અને પ્રજા પ્રત્યેની પોતાની ફરજ અદા કરે. આ રીતે સરકાર અને પ્રજા બન્ને બરાબર ગોઠવાશે ત્યારે જ હિંદી પ્રજાનું ગાડું બરાબર ચાલશે. ટૂંકામાં સરકારી તંત્ર આખું બદલવું જોઈશે અને પ્રજાની મૂલ્ય આંકવાની પદ્ધતિમાં પણ ફેરફાર કરવો જોઈશે. એ રીતે બન્ને પૈડાં સાથે ચાલશે, ત્યારે જ માર્ગ કપાશે. નહિ તો ક્યાંક ગાડું ખોટકાઈને ગબડી પડશે અને કોઈક તેના ભાર નીચે કચડાઈ જશે. અને એવું પણ બને કે, નીચે કોઈ કચડાતા હશે ત્યારે ઉપર બેઠા બેઠા કોઈક કચડાયેલાની કરુણ ચીસો સાંભળતા હશે. હિંદ સ્વરાજ્યમાં આપણે આવી સ્થિતિ નથી જોઈતી. ત્યારે સ્વરાજ્યમાં આપણે શાની અપેક્ષા રાખીએ છીએ તેનો થોડો ખ્યાલ છેવટમાં ભવિષ્યને માટે વિચારાતી કેટલીક યોજનાઓના પરિચય દ્વારા કરીએ.

૨૫

# આર્થિક વિકાસની યોજનાઓ

હમણાં હમણાં આખી દુનિયામાં યુદ્ધોત્તર આર્થિક વિકાસની યોજનાઓ થવા માંડી છે. તે મુજબ હિંદમાં પણ સરકારી અને બિન-સરકારી મંડળો તે વિષે વિચાર કરે છે. હિંદી સરકારે તેને માટે એક અલગ ખાતું ખોલ્યું છે અને તે યોજનાઓ વિચારે છે. પ્રાન્તિક સરકારો પણ તે બાબત વિચાર કરે છે. સર પુરુષોત્તમદાસ અને બીજા કેટલાક ઉદ્યોગપતિઓએ એક યોજના દેશ સમક્ષ રજૂ કરી છે. બીજી પણ યોજનાઓ સ્વતંત્રપણે તૈયાર થઈ છે. આ યોજનાઓ મુખ્યત્વે કેવી જાતની છે તે આપણે ટૂંકામાં જોઈશું.

### રશિયાની પ્રેરણા

રશિયાએ ૧૯૨૮માં પહેલવહેલી આર્થિક વિકાસની યોજના પાંચ વરસ માટે કરી અને તે સવા ચાર વરસમાં પૂરી કરીને ૧૯૩૩માં બીજી અને ૧૯૩૮માં ત્રીજી પંચવર્ષીય યોજના કરી. આમ યોજના દ્વારા કામ કરવાની રીતનો વિચાર ત્યારથી દુનિયાએ અપનાવી લીધો છે. રશિયા જેવો પછાત દેશ તેવી યોજનાઓ થવાથી ઔદ્યોગિક વિકાસ સાધી શકયો, તે જોઈને બીજા દેશો પણ તે મુજબ આર્થિક વિકાસની યોજનાઓ કરવા મંડયા છે. ૧૯૩૮માં બ્રિ. હિંદના આઠ પ્રાન્તોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો હતાં ત્યારે મહાસભાની કારોબારી સમિતિની સૂચનાથી, જુદા જુદા પ્રાન્તોના ઉદ્યોગખાતાના પ્રધાનોની એક પરિષદ બોલાવવામાં આવી હતી અને તેણે પંડિત શ્રી. જવાહરલાલના પ્રમુખપદે, દેશના આર્થિક વિકાસ માટે વિચાર કરવા એક કમિટી નીમી હતી. તે કમિટીએ જુદા જુદા નિષ્ણાતોના સહકારથી તે બાબત કેટલોક પ્રાથમિક વિચાર કર્યો હતો. પણ ૧૯૪૦ના નવેમ્બરમાં જવાહરલાલજી પકડાઈ ગયા ત્યાર પછી તે

કામ આગળ ચાલી શક્યું નહિ. એટલે તે સમિતિ મારફત કોઈ સળંગ યોજના તૈયાર થઈ શકી નહિ.

## સર વિશ્વેશ્વરૈયાની યોજના

સર વિશ્વેશ્વરૈયાએ ૧૯૩૪માં દસ વરસની એક સળંગ યોજના આખા દેશ માટે તૈયાર કરી હતી. તેના મહત્ત્વના મુદ્દાઓ નીચે મુજબ હતા:—

| | ૧૯૩૪માં | દસ વરસની યોજના પછી |
|---|---|---|
| આખા દેશની આવક | ૨૫૦૦ કરોડ રૂ. | ૫૦૦૦ |
| ઉદ્યોગોમાંથી વાર્ષિક આવક | ૪૦૦ ,, | ૨૦૦૦ |
| મોટા ઉદ્યોગોમાં મૂડી રોકાણ | ૩૦૦ ,, | ૧૦૦૦ |
| લોખંડ અને પોલાદની ઉત્પત્તિ | ૧૬૦૦ હજાર ટન | ૩૦૦૦ |
| કોલસાની ઉત્પત્તિ | ૨૪૦૦૦ ,, | ૪૦૦૦૦ |
| કાપડની મિલો – ત્રાક | ૯૫૦૦ હજાર | ૧૨૦૦૦ |
| – સાળો | ૨૦૦ ,, | ૩૦૦ |
| મોટરો વાર્ષિક તૈયાર થાય | — | ૨૦૦૦૦ |
| ખેતીમાંથી વાર્ષિક આવક | ૨૦૦૦ કરોડ રૂ. | ૨૫૦૦ |
| બ્રિ. હિંદમાં ખેડાણ જમીન | | |
| જરાયત ખેતી | ૨૧૨૦ લાખ એકર | ૨૫૦૦ |
| પીતની ,, | ૪૯૭ ,, ,, | ૬૦૦ |
| રસ્તાઓ | ૨૫૩ હજાર માઈલ | ૫૦૦ |
| રેલવે | ૪૩ ,, ,, | ૫૫ |
| વીજળીબળ | ૧૦૦૦ ,, કિલોવાટ | ૨૨૦૦ |
| ,, ઉત્પાદન | ૧૮૦૦૦ લાખ કિલોવાટ કલાક | ૪૦૦૦૦ |
| વહાણો બને | ૨૭૨ હજાર ટન | ૧૦૦૦ |
| ખેતી પર નભનાર લોકો | ૨૫ કરોડ | ૨૦ |
| કારખાનાંમાં કામ કરનાર | ૧૫ લાખ | ૧૦૦ |
| બધા ઉદ્યોગોમાં કામ કરનાર | ૧૫૪ લાખ | ૫૦૦ |
| બધા ઉદ્યોગો પર નભનાર લોકો | ૩૫૩ લાખ | ૮૫૦ |
| વિદ્યાપીઠોમાં ભણતા વિદ્યાર્થીઓ | ૯૨ હજાર | ૨૦૦ |
| કુલ વસ્તીમાં ભણેલા | ૮ ટકા | ૧૫ |
| કુલ વસ્તીમાંથી નિશાળે જતા વિદ્યાર્થીઓ | ૪.૬૭ ટકા | ૧૫ |

ઉપર પ્રમાણે દસ વરસમાં, આ દેશની ખેતી, ઉદ્યોગો, રસ્તા, રેલવે, કેળવણી વગેરેમાં ફેરફાર થઈ જાય, એવો તે યોજનાનો ખ્યાલ હતો. તેને માટે શરૂઆતમાં રૂ. ૫૦૦ કરોડ મૂડી તરીકે જોઈએ અને સરકારને તે યોજનાનો અમલ કરવા માટે દર વરસે રૂ. ૧૦ કરોડ ખરચવા પડે, એવી તેમાં ગણતરી કરેલી હતી. યોજનાને અંતે રાષ્ટ્રીય આવક બમણી થાય અને તેમાં મોટો વધારો ખેતી કરતાં ઉદ્યોગોની આવકમાંથી થાય એવો ખ્યાલ કરવામાં આવ્યો હતો. ઉદ્યોગોમાં ખાસ કરીને રેલવે અને લશ્કર માટે સાધનો બનાવવાનું, વિમાનો બનાવવાનું, અને ઉદ્યોગો માટે યંત્રો બનાવવાનું કામ પહેલું હાથ ધરવાનું હતું. બીજે નંબરે વીજળીનાં સાધનો, મોટરો, હળ, રસાયણો અને ધાતુકામના ઉદ્યોગો આવતા હતા. કારખાનાંમાં કામ કરનારની સંખ્યા ૧૫ લાખથી વધારીને એક કરોડ સુધી લઈ જવાની હતી, અને ખેતી પર નભનારની સંખ્યામાં ૫ કરોડનો ઘટાડો કરવાનો હતો. ખેતીમાં સુધારા કરીને તેમાંથી થતી આવકમાં ૫૦૦ કરોડ રૂ. નો વધારો કરવાનો હતો. યંત્રોદ્યોગોની સાથે ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવાનું હતું અને જિંદગીની મુખ્ય જરૂરિયાતોની બાબતમાં લોકો સ્વાવલંબી થાય એવી યોજના કરવાની હતી. આ બધાં કામો છૂટક છૂટક વ્યક્તિઓથી પાર પડે નહિ, માટે સરકાર પોતે કેટલાંક કામ ઉપાડે અને દોરવણી આપે, એવી તેમાં ભલામણ કરવામાં આવી હતી.

આ જ યોજનાને ટૂંકાવીને પાંચ વરસની યોજનાના રૂપમાં હમણાં તેના પ્રયોજકે રજૂ કરી છે. તેના મહત્ત્વના મુદ્દા ઉપરની યોજના પ્રમાણે જ છે.

## ઉદ્યોગપતિઓની યોજના

આવી યોજના નજર સમક્ષ રાખીને સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ વગેરે કેટલાક અગ્રગણ્ય ઉદ્યોગપતિઓએ ત્રણ હપતાથી પૂરી થાય એવી એક પંદર વરસની યોજના ૧૯૪૪ ની શરૂઆતમાં બહાર પાડી છે. તેની મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે : —

૧. આખા દેશની કુલ આવક રૂ. ૨૨૦૦ કરોડ છે, તે પંદર વરસમાં વધીને ૬૬૦૦ કરોડ, એટલે ત્રણ ગણી થાય. દરમિયાન વસ્તીનો

વધારો (દર વરસે ૫૦ લાખ) થાય એ ગણતાં સરાસરી માથા દીઠ વાર્ષિક આવક રૂ. ૬૫ છે, તે વધીને રૂ. ૧૩૫ થાય. માથા દીઠ ઓછામાં ઓછું વાર્ષિક જરૂરી ખર્ચ રૂ. ૭૪ થાય, એમ ગણતાં વ્યક્તિ દીઠ રૂ. ૧૩૫ માંથી રૂ. ૭૪ જતાં આશરે રૂ. ૬૦ બીજાં ખરચો માટે રહે.

૨. આવકના ૬ ટકા લોકો બચાવે અને તેનો મૂડી તરીકે ઉપયોગ થાય.

૩. ઉદ્યોગોમાં વીજળીબળનું ઉત્પાદન, ખાણો, સાંચાકામ, ઓજારો, રસાયણો, દારૂગોળો, રેલવે, વહાણો, મોટરો અને વિમાનોને લગતા ઉદ્યોગો પહેલા હાથ ધરવા. બીજે નંબરે કાપડ, ચામડાં, કાચ, કાગળ, તેલ અને તમાકુને લગતા ઉદ્યોગો આવે. પહેલા વિભાગ માટે રૂ. ૩૪૮૦ કરોડ અને બીજા વિભાગ માટે રૂ. ૧૦૦૦ કરોડ મૂડી તરીકે જોઈએ. બીજા પ્રકારના ઉદ્યોગોમાં નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને પૂરેપૂરી તક આપવી.

૪. ખેતીમાં સુધારો કરવા માટે પંદર વરસમાં રૂ. ૧૨૪૫ કરોડ જોઈએ. ખેડૂતો પરદેશી બજારો માટે પાક ન પકવે, પણ ખાધાખોરાકીની વસ્તુઓ વધારે પકવે અને દેશના ઉદ્યોગો માટે જરૂરી કાચો માલ વધારે પકવે.

૫. પીતની જમીન ૫૪૦ લાખ એકરથી વધારીને ૧૬૨૦ લાખ એકર કરવી.

૬. દસ ગામ દીઠ એક નમૂનેદાર ખેતીવાડી ચલાવવી. (કુલ ૬૫૦૦૦)

૭. રેલવેમાં ૨૧૦૦૦ માઈલનો વધારો કરવો, એટલે કે દોઢી કરવી.

૮. ૩ લાખ માઈલ પાકા રસ્તા વધારવા; એટલે બમણા કરવા, જેથી એક હજારથી વધારે વસ્તીવાળું કોઈ ગામ મુખ્ય રસ્તાથી એક માઈલથી વધુ દૂર ન રહે.

૯. દરેક વ્યક્તિને ઓછામાં ઓછું ૩૦ ચો. વાર કાપડ મળે એમ કરવું.

૧૦. દરેક કુટુંબ માટે ૫૦૦ ચો. ફૂટના વિસ્તારનું ઘર રહેવા મળે તેમ કરવું.

૧૧. શહેરોમાં દર ૧૦ હજારની વસ્તીએ સરેરાશ ૪૦ ખાટલાવાળી ઇસ્પિતાલ રાખવી અને ગામડાંમાં ૫૦૦ માણસની વસ્તીએ એક દાક્તર અને બે નર્સો રાખવાની વ્યવસ્થા કરવી.

૧૨. દરેક ગામમાં ઓછામાં ઓછાં પાંચ ધોરણ સુધી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી, અને અભણ પ્રૌઢોને દિવસના થોડા ભાગમાં ત્રણથી ૭ માસ સુધી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી.

૧૩. આ બધાં કામો માટે કુલ ૧૦,૦૦૦ કરોડની મૂડી જોઈએ. તે નીચે પ્રમાણે મેળવવાની વ્યવસ્થા કરવી :—

| | | |
|---|---|---|
| સંઘરેલું ધન | રૂ. ૩૦૦ | કરોડ |
| સ્ટર્લિંગ જામીનગીરીઓ | ૧૦૦૦ | ” |
| પરદેશના વેપારનો વધારો | ૬૦૦ | ” |
| પરદેશની લોનો | ૭૦૦ | ” |
| પ્રજાની બચત | ૪૦૦૦ | ” |
| નવું ઊભું કરેલું નાણું | ૩૪૦૦ | ” |
| | કુલ ૧૦૦૦૦ | ” |

૧૪. આ યોજનાને પરિણામે પંદર વરસમાં ઉદ્યોગો ૭ ગણા વધશે, ખેતીવાડી ૨.૩ ગણી વધશે અને બીજાં કામો ત્રણ ગણાં વધશે. અને ખેતી એ દેશનો મુખ્ય ધંધો રહેશે; છતાં ધંધાની વહેંચણી વધારે માફકસર થશે, એવી ગણતરી કરેલી છે.

આ યોજનાના બીજા ભાગમાં યોજકોએ પોતાની યોજનાને અંગે કેટલાક મુદ્દાઓની ચોખવટ કરી છે અને જણાવ્યું છે કે, તેમની યોજનાનો ઉદ્દેશ કેવળ વધુ સંપત્તિ પેદા કરવાનો નથી, પણ ધનની યોગ્ય વહેંચણી કરવાનો પણ છે. તેથી તેઓ ઓછામાં ઓછું કમાણીનું ધોરણ નક્કી કરવાનું અને તેના ઉપાયો સૂચવે છે; પણ રાજ્યના યોગ્ય અંકુશો હેઠળ ખાનગી સાહસને ઉત્તેજન આપવાનું અને ખાનગી કમાણી પર અંકુશ ન મૂકવાનું સૂચવે છે. એટલે કે, અમુક પ્રકારની આવક પર વધુ કરવેરા હોય, માલની કિંમત અને નફાના ધોરણ પર અંકુશો હોય, પણ કોઈ માણસની વધુમાં વધુ કમાણી કેટલી હોય તેની મર્યાદા ન હોય. આ રીતે તેઓ મૂડીવાદ અને સમાજવાદનો અમુક ઢબનો ભેગો

પ્રયોગ ઇચ્છે છે અને એ ધોરણે હિંદની ભાવિ અર્થરચના થવી જોઈએ એમ કહે છે.

### શ્રી. અગ્રવાલની યોજના

આવી જુદા જુદા પ્રકારની યોજનાઓ લક્ષમાં રાખીને અને તેનો ગાંધીજીની વિચારસરણી અનુસાર વિચાર કરીને, વર્ધાની વેપારી કૉલેજના આચાર્ય શ્રી અગ્રવાલે એક દસ વરસની યોજના દેશ સમક્ષ રજૂ કરી છે. તેમણે શરૂઆતમાં ગાંધીજીના વિચારો, આધુનિક વિચારકોનું સમર્થન ટાંકીને, સમજાવ્યા છે અને ત્યાર બાદ જુદાં જુદાં ક્ષેત્રોમાં કયા ધોરણે સુધારા થવા જોઈએ તે બતાવ્યું છે. તેનો સાર નીચે પ્રમાણે છે:—

૧. દરેક પ્રજાજનને પૂરતું ખાવાપીવાનું (૨૬૦૦ કેલરી), પહેરવાનું (૨૦ ચો. વા.), અને રહેવાનું (૧૦૦ ચો. ફૂ.) મળવું જોઈએ. કોઈ માણસ કામ વિનાનો રહેવો ન જોઈએ. થોકબંધ માલ પેદા કર્યા કરવાનું ધ્યેય ન હોય, પણ 'ઉચ્ચ વિચાર અને સાદું જીવન' એ ધ્યેય હોય. જંગી કારખાનાં નહિ, પણ વિકેન્દ્રિત ગૃહઉદ્યોગો એ ધ્યેય હોય.

૨. યોજનાની રચના ગામડાં અને ગ્રામપંચાયતો પર થવી જોઈએ. આંતરિક વ્યવસ્થા માટે ગ્રામપંચાયતોને પૂરેપૂરી સત્તા હોય. તેનાથી આગળ તાલુકાનાં, જિલ્લાનાં, પ્રાન્તોનાં અને અખિલ હિંદનાં મંડળો હોય. પણ યોજનાનું ચણતર ગ્રામપંચાયત પર થાય. તેની ચૂંટણી ગામનો દરેક પુખ્ત ઉંમરનો માણસ કરે. અને તેમાંથી જ ઉપરનાં મંડળો માટે સભ્યો ચૂંટાય. એટલે ગ્રામપંચાયતની ચૂંટણી સીધી હોય અને ઉપરનાં મંડળોની આડકતરી હોય.

૩. આખી યોજનામાં ખેતી અને તેને લગતા ઉદ્યોગોની સુધારણા અને ગ્રામોદ્યોગોને મહત્ત્વનું સ્થાન આપવું. ગામડાં અગર આજુબાજુના વિસ્તારોને વપરાશની ચીજોની બાબતમાં સ્વાવલંબી બનાવવાં અને તેને અંગે સહકાર પ્રવૃત્તિનો ખાસ વિકાસ કરવો.

૪. સ્વાવલંબી વિભાગોમાંથી વધારાની ચીજોની જ નિકાસ થાય અને તેને બદલે બહારથી જરૂરી ચીજોની આયાત થાય. આજને ધોરણે આંતરિક કે બહારનો વેપાર ન ચાલે.

૫. તાર, ટપાલ, રેલવે, બૅન્કો, વીજળી, ખાણો, યંત્ર-ઉત્પાદન, વહાણો, એન્જીનો, મોટરો, વિમાનો અને રસાયણોને લગતા ઉદ્યોગો — જે પાયારૂપ ઉદ્યોગો ગણી શકાય — તે બધા રાષ્ટ્રની માલકી અને વ્યવસ્થા હેઠળ હોય. તેમાં ખાનગી માલકી કે વ્યવસ્થા ન હોય. જેઓ તે ઉદ્યોગો જમાવી બેઠા હોય, તેમને યોગ્ય વળતર આપીને રાષ્ટ્રે ખરીદી લેવાની વ્યવસ્થા કરવી અને તેમાં નવો પગપેસારો થવા ન દેવો.

૬. કાપડ, તેલ, ખાંડ, કાગળ અને ચોખા જેવી વપરાશની ચીજોનાં જે મોટાં કારખાનાં ચાલે છે, તેમનું કામ રાષ્ટ્રના અંકુશ હેઠળ ચાલવું જોઈએ, અને તે કોઈ રીતે ગ્રામોદ્યોગની પેદાશ સાથે હરીફાઈ ન કરે તેમ થવું જોઈએ. ગ્રામોદ્યોગો દ્વારા તે વસ્તુઓ પૂરતી તૈયાર ન થાય ત્યાં સુધી જ એવાં મોટાં કારખાનાં ચાલવા દેવાં.

૭. ગામેગામ દવાખાનાની અને ઉદ્યોગ દ્વારા કેળવણી આપતી પ્રાથમિક શાળાની વ્યવસ્થા હોય અને દરેક નિરક્ષર પ્રૌઢને શીખવવાની વ્યવસ્થા હોય. પ્રૌઢો પણ કામ કરતાં જાય અને શીખે.

૮. ગામેગામ પીવાના પાણીની યોગ્ય વ્યવસ્થા કરવી, રહેવા લાયક ઘરો બંધાવવાની યોજના કરવી અને રસ્તા સુધારવા વધારવા. નવા ૨ લાખ માઈલ રસ્તાઓ ગામવ્યવહારને અનુકૂળ કરવા. ગાડાવ્યવહાર માટે પાકા રસ્તા કરવાની જરૂર ન હોય.

૯. હાલ આર્થિક વહેણ ગામડાંમાંથી શહેરો તરફ જાય છે, તેને બદલે વહેણ શહેરમાંથી ગામડાં તરફ વળવું જોઈએ. શહેરોએ ગ્રામ-ઉદ્યોગોને પોષક બજારો તરીકે કામ કરવું જોઈએ અને જે વાપર-માલ ગામડાંમાં તૈયાર થઈ શકતો હોય તે શહેરોમાં તૈયાર ન કરવો જોઈએ.

૧૦. આ યોજનાને અંગે નીચે મુજબ ખર્ચ થશે એવો અંદાજ છે:—

| | દસ વરસમાં કાયમી ખર્ચ | ચાલુ નિભાવ ખર્ચ |
|---|---|---|
| | (કરોડ રૂ.) | |
| (૧) ખેતી સુધારણા (જમીન-ખરીદ, બમણી નહેરો, નમૂનેદાર ખેતરો, ધોવાણ-બંધો, પડતર જમીનનો ઉપયોગ, ધીરધાર, કરજમુક્તિ વગેરે) | ૧૧૭૫ | ૪૦ |
| (૨) ગ્રામોદ્યોગોની ખિલવણી (ગામ દીઠ સરાસરી રૂ. ૫૦૦૦) | ૩૫૦ | — |
| (૩) પાયારૂપ અને મોટા ઉદ્યોગો (જૂનાની ખરીદી અને નવાની શરૂઆત) | ૧૦૦૦ | — |
| (૪) વાહનવ્યવહાર [રસ્તા, રેલવે, (સવાગણી), વહાણો, બંદરો વગેરે] | ૪૦૦ | ૧૫ |
| (૫) આરોગ્ય, દવાખાનાં | ૨૬૦ | ૪૫ |
| (૬) કેળવણી | ૨૯૫ | ૧૦૦ |
| (૭) સંશોધન | ૨૦ | — |
| | ૩૫૦૦ | ૨૦૦ |

આ જરૂરી રકમ માટે ૨૦૦૦ કરોડની દેશમાંથી લોન ઉઘરાવવી, ૧૦૦૦ કરોડની નવી નોટો કાઢવી, અને ૫૦૦ કરોડ નવા કરવેરામાંથી મેળવવા. ચાલુ ખર્ચના ૨૦૦ કરોડ રાજ્યહસ્તકના ઉદ્યોગોની આવકમાંથી મળી રહેશે. રાજ્યવ્યવસ્થાનું ખર્ચ વધશે તે મોટા અમલદારોના પગારનું ધોરણ કમી થશે તેમાંથી મળી રહેશે. કોઈને માસિક રૂ. ૫૦૦ થી વધુ નહિ મળે.

આપણા આર્થિક વિકાસ માટે, ચલણી નોટોના અનામત ભંડોળમાં એકઠી થયેલી અબજોની કિંમતની સ્ટર્લિંગ જામીનગીરીઓમાંથી આપણે મદદ મેળવી શકીશું અગર પરદેશના વેપારનો વધારો તેમાં કામ લાગશે, એવી આશા ન રાખવી. તેમ જ્યાં સુધી દેશમાંથી નાણાં મળી રહે ત્યાં સુધી પરદેશનું કરજ ન કરવું.

૧૧. ગ્રામપંચાયતોની આવકનાં સાધન નીચે મુજબ રહેશેઃ—

(ક) હળ દીઠ પાંચ શેર અનાજ (ખ) હળ દીઠ દર વરસે પાંચ દિવસની મફત મજૂરી (ગ) લગ્ન જેવા પ્રસંગોએ દાન (ઘ) લવાદ ફી, દંડ, ચરણની આવક વગેરે.

૧૨. યોજનાનું ચણતર સાદાઈ, અહિંસા, શરીરશ્રમ અને માનવતા પર થવું જોઈએ અને તેમાંથી વિકેન્દ્રિત ગૃહઉદ્યોગો અને સ્વાવલંબી ગ્રામસંઘો ઊભા થવા જોઈએ

૧૩. યોજનાની સફળતા માટે આ જાતના વિચારોથી રંગાયેલા, કુશળ અને તાલીમ પામેલા જુવાન કાર્યકરોનું જૂથ આવશ્યક છે. કાર્યકરો અડગ શ્રદ્ધાવાળા હશે તો યોજનાનો મહાસાગર સહેલાઈથી તરી શકાશે, નહિતર નાનુંશું ઝરણું પણ પાર કરવું મુશ્કેલ બનશે.

ઉપર આપણે આર્થિક વિકાસની બિન-સરકારી યોજનાઓમાંથી મહત્ત્વની ત્રણ યોજનાઓ જોઈ. હવે પોતાના હિંદી મજૂર સંઘ તરફથી શ્રી. એમ. એન રૉયે બહાર પાડેલી યોજના જોઈએ.

## શ્રી. રૉયની યોજના

૧૯૪૩માં હિંદી સરકારની સૂચનાથી પાસિફિક પરિષદ માટે શ્રી. રૉયે ‘મજૂરો અને યુદ્ધોત્તર પુનર્ઘટના’ પર એક નિબંધ તૈયાર કર્યો હતો. તેમાં કેવળ ઔદ્યોગિક મજૂરો માટે નહિ, પણ ઉત્પાદક ધંધા કરનાર બધા મજૂરો માટે વિચારણા કરવામાં આવી હતી. પાછળથી તે જ સાલની આખરે તેમના મજૂરસંઘની વાર્ષિક સભામાં તે કામ માટે જુદી સમિતિ નીમવામાં આવી. ત્યારે તેણે શ્રી. રૉયની યોજનાને આધાર તરીકે રાખીને જે યોજના ઘડી, તે શ્રી. રૉયની યોજના તરીકે ઓળખાય છે.

શ્રી. રૉય જાણીતા સામ્યવાદી છે. તેમણે પોતાની યોજના રશિયાની યોજના પોતાની નજર સમક્ષ રાખીને ઘડી છે. અલબત તેમણે કટ્ટર સામ્યવાદી દૃષ્ટિએ વિચાર કરવાને બદલે હિંદની પરિસ્થિતિને અનુકૂળ થવાનો પ્રયત્ન કર્યો છે. પણ તેમનો ઝોક રશિયન અખતરા તરફ છે એ સ્પષ્ટ છે. તેઓ માને છે કે જીવનનું ધોરણ સતત વધવું જોઈએ. એટલે કે, ‘ઉચ્ચ વિચાર અને સાદું જીવન’ એ તેમનો આદર્શ નથી,

પણ ‘ખૂબ પેદા કરવું અને ખૂબ ખરચવું’ એ તેમનો આદર્શ છે. જરૂરિયાતોને મર્યાદામાં રાખવી જોઈએ એમ તેઓ માનતા નથી. જરૂરિયાતો વધારતા જવું અને તેમને પૂરી પાડવા માટે યંત્રોનો ઉપયોગ કરીને ખૂબ પેદા કરવું અને તેની બરાબર વહેંચણી થાય તેમ કરવું, એ તેમની દૃષ્ટિ છે. માલ વધી પડે તો કામના કલાક ઓછા કરવા અને લોકોને વધારે નવરાશ મળે તેમ કરવું, એવો તેમનો ખ્યાલ છે. હાલની પરિસ્થિતિમાં તેમની કલ્પના એવી છે કે, દરેકને રોજના ૭ કલાક પ્રમાણે અઠવાડિયામાં ૭ દિવસ કામ કરવાનું હોય અને વરસે એક માસ ચડતે પગારે રજા મળે.

તેમની યોજના દસ વરસની છે. તે દરમિયાન માથા દીઠ આવક ચાર ગણી (ખેતીમાં ૪ ગણી, ઉદ્યોગોમાં ૨ ગણી) વધે એવી ધારણા છે. (વાર્ષિક રૂ. ૩૩ના ૧૨૮ થાય.) યોજનાનું ખર્ચ (મૂડીરોકાણ અને નિભાવખર્ચ) રૂ. ૧૫૦૦૦ કરોડ થાય..આ રકમ અગાઉની કોઈ પણ યોજના કરતાં મોટી છે. પણ તેમાં કલ્પના એવી છે કે, જમીનદારો પાસેથી બધી જમીન એકર દીઠ રૂ. ૩૫ આપીને સરકાર ખરીદી લે, અને ખેડૂતોનું બધું દેવું ચાર આની લેખે સરકાર ચૂકવી દે. આ લેણદારો અને જમીનદારોને, તેમને ચૂકવવાની રકમની લોન આપવામાં આવે. તેનું ૪૦ વરસ સુધી ૩ ટકા લેખે તેમને વ્યાજ મળે ત્યાર પછી કંઈ મળે નહિ. નવા ઉદ્યોગો બધા સરકાર ચલાવે અને જૂના ઉદ્યોગવાળાને પોતાની મૂડી ઉપર ૩ ટકા વ્યાજ મળે. આમ જમીન અને ઉદ્યોગો લગભગ રાષ્ટ્રીય થઈ જાય અને તેમાં મોટા પાયા પર યંત્રો દ્વારા કામ કરીને ઉત્પાદન વધારવામાં આવે, તો પરિણામે લોકોનું જીવનધોરણ ઊંચું આવે; એટલું જ નહિ પણ, એ ખેતી અને ઉદ્યોગોની પેદાશમાંથી યોજનાનું મોટા ભાગનું ખર્ચ નીકળી રહે. તેમની ગણતરી મુજબ યોજનાનાં પહેલાં ૩ વરસમાં રૂ. ૧૬૦૦ કરોડ જોઈએ. તે સિવાયના બાકીના રૂ. ૧૩૪૦૦ કરોડમાંથી રૂ. ૧૦૬૦૦ કરોડ ખેતીની પેદાશમાંથી અને રૂ. ૨૮૦૦ કરોડ ઉદ્યોગોની પેદાશમાંથી પુનર્ઘટના માટે વાપરવાની ધારણા છે. આ રીતે ત્રણ વરસ પછી તે યોજનાનું ખર્ચ લોકોની વધેલી પેદાશમાંથી જ મેળવી લેવાની કલ્પના છે.

જમીનદારો અને મૂડીદારોને કંઈ આપ્યા વગર તેમની મિલકત પડાવી લેવાની તેમની યોજના નથી. અને શરૂઆતમાં મોટાં યંત્રો અને ઓજારો પેદા કરવાને બદલે, ખાવાપીવાની અને વાપરવાની વસ્તુઓ વધારે પેદા કરવી એવી યોજના છે. એ રીતે તે યોજના રશિયન અખતરાથી જુદી પડે છે. બીજી રીતે જોતાં, ગ્રામોદ્યોગના વિકાસ પર મદાર બાંધવો નહિ, મોટા પાયા પર યાંત્રિક ઉદ્યોગો રાષ્ટ્રે જ ચલાવવા, અને યંત્રોની મદદથી ખેતી પણ મોટા પાયા પર કરવી, એ બાબતમાં તે રશિયન યોજનાને મળતી છે.

તે યોજનાની મહત્ત્વની વિગતો નીચે પ્રમાણે છે :—

૧. સરકારનો સંબંધ જમીનદાર કે પટવારી સાથે ન રહે પણ સીધો ખેડૂત સાથે જ રહે. તે માટે બિન-ખેડૂતોના હાથમાંથી બધી જમીન સરકારે વળતર ઠરાવીને ( રૂ. ૧૭૩૫ કરોડ આપીને ) લઈ લેવી. અને ખેડૂતોનું બધું દેવું ચૂકવી દેવું. રૂ. ૧૦૦૦ કરોડના દેવાની રૂ. ૨૫૦ કરોડમાં પતાવટ કરવી.

૨. ખેડી શકાય તેવી જમીનમાંથી દસ કરોડ એકર જમીન રૂ. ૬૦૦ કરોડના ખર્ચે ખેતી લાયક બનાવવી. તેમાં મોટા પાયા પર યંત્રોથી ખેતી કરવી. તે જ પ્રમાણે રૂ. ૫૦૦ કરોડના ખર્ચે ૨૫૦૦૦ નમૂનેદાર ખેતરોમાં ખેતી કરવી અને ખેડૂતોને તે પ્રમાણે સહકારી ધોરણે ખેતી કરવા ઉત્તેજન આપવું.

૩. રૂ. ૬૦૦ કરોડના ખરચે હાલ છે તેથી ચાર ગણી નવી નહેરો બાંધવી અને પીતની સગવડ વધારવી.

૪. ૫૪૦૦૦ ચો. મા. જંગલોનો બરાબર ઉપયોગ થઈ શકતો નથી. તેને સુધારવા રૂ. ૩૦૦ કરોડ ખરચવા.

૫. બધા નવા ઉદ્યોગો રાષ્ટ્રની માલકી અને વ્યવસ્થા હેઠળ ચાલે. વાહનવ્યવહારનાં સાધનો અને વેપાર પણ રાષ્ટ્રને હસ્તક રહે. વાપર-માલના ઉદ્યોગોમાં રૂ. ૩૦૦૦ કરોડ અને પાયારૂપ ઉદ્યોગોમાં રૂ. ૨૬૦૦ કરોડ રોકવા.

૬. નવી ૭૦ ટકા (૨૪૦૦ માઈલ) રેલવે વધારવી. ૪॥ લાખ માઈલ નવા પાકા રસ્તા બાંધવા. (જૂના પાકા રસ્તા ૬૦૦૦૦ માઈલ છે.) જૂના કાચા રસ્તાને (૨,૨૦,૦૦૦ માઈલ) પાકા કરવા. ૬ લાખ ટન વજનનાં નવાં વહાણો બાંધવાં. (જૂનાં ૨,૭૦,૦૦૦ ટન છે.) નવાં બંદરો વધારવાં. જલવ્યવહારની સગવડો, અને તાર, ટપાલ તથા ટેલિફોનની સગવડો વધારવી. આ બધાં કામ માટે રૂ. ૧૫૦૦ કરોડ ખર્ચ થશે.

૭. હજારની વસ્તીવાળા દરેક ગામમાં દસ ખાટલાવાળા દવાખાનાની સગવડ કરવી. શહેરોમાં દસ હજારની વસ્તીએ ૮૦ ખાટલાવાળું દવાખાનું કરવું. તે ઉપરાંત ૧૫૦ મોટાં દવાખાનાં અને ખાસ રોગો માટે ૫૪૦૦ દવાખાનાં ચલાવવાં. તેનું ખર્ચ રૂ. ૪૬૦ કરોડ થશે.

૮. લોકોને પૂરતું સ્વચ્છ પાણી પૂરું પાડવા માટે રૂ. ૩૦૦ કરોડ ખરચવા, અને નવાં ઘરો બાંધી આપવા માટે રૂ. ૩૧૫૦ કરોડ ખરચવા.

૯. હજારની વસ્તીવાળા દરેક ગામમાં પ્રાથમિક શાળા હોય. અને દરેક ચાર પ્રા. શાળાએ એક માધ્યમિક શાળા હોય. અને દરેક ચાર માધ્ય. શાળાએ એક હાઈસ્કૂલ હોય. તે ઉપરાંત જુદા જુદા ઉદ્યોગધંધા માટે શાળાઓ હોય અને ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા હોય. આ કામને અંગે રૂ. ૮૨૫ કરોડ ખરચ થશે.

૧૦. ગામડાં અને શહેરોમાં રૂ. ૬૨૫ કરોડના ખરચે સાંસ્કૃતિક કેન્દ્રો સ્થાપવાં. તે પ્રૌઢશિક્ષણનું કામ કરે અને લોકોને માટે આનંદ-પ્રમોદ, રમતગમત તથા જ્ઞાનવિસ્તારના કાર્યક્રમો યોજે.

૧૧. દરેક માણસને રોજનો ૨૬૦૦ કેલરી ખોરાક, ૧૦૦ ચો. ફૂ. રહેવાની જગ્યા અને વરસે ૫૦ ચો. વા. કાપડ મળવાં જોઈએ.

૧૨. શરૂઆતનાં ત્રણ વરસોમાં રૂ. ૧૬૦૦ કરોડ ખરચ થશે એવો અંદાજ છે. તેમાંથી રૂ. ૪૫૦ કરોડ સ્ટર્લિંગ જામીનગીરીઓમાંથી, રૂ. ૮૧૦ નવા વેરામાંથી, અને બાકીના જમીન અને ઉદ્યોગોની આવકમાંથી મેળવવાની ધારણા છે. આમ ત્રણ વરસમાં ગાડું ચીલે ચડયા પછી, બાકીનું ખર્ચ તો, અગાઉ જણાવ્યા પ્રમાણે, પ્રજાને ખેતી અને ઉદ્યોગોમાં નવી આવક થશે તેમાંથી લેવાની કલ્પના છે.

આખી યોજનાનો મહત્ત્વનો ભાગ ખેતીની વધેલી પેદાશમાંથી આશરે રૂ. ૧૦૦૦૦ કરોડ (સમસ્ત દેશની આજની વાર્ષિક પેદાશથી ૪ ગણી) જેટલી જંગી રકમ કઢાવવાનો છે. તે કામ લોકોને રંજાડ્યા વગર કેમ થાય એ મોટો પ્રશ્ન છે. યંત્રીકરણ અને કેન્દ્રીકરણ કેટલે અંશે પ્રજાને લાભકારી થશે એ પણ ચર્ચાસ્પદ મુદ્દાઓ છે. બધા લોકોને એ રીતે કામધંધામાં ગોઠવી શકાશે અને વધતી પ્રજાનો પણ એમાં સમાવેશ થશે તથા ખેતી પરનો બોજો ઓછો કરી શકાશે, એ બાબત યોજનામાં જેટલી સહેલી માનવામાં આવી છે તેટલી સહેલી નથી. એક તરફ કરોડોની સંખ્યા છે, ત્યારે બીજી તરફ યાંત્રિક ઉદ્યોગો થોડા લાખને જ કામ આપી શકે છે. આ બે બાબતોની વિગતોમાં ઊતરીને યોજનામાં તેનો મેળ બેસાડવાની જરૂર છે.

## હિંદી સરકારની યોજનાઓ

ઉપર પ્રમાણે હિંદી સરકારે પણ યુદ્ધોત્તર આર્થિક સુધારણા માટે યોજનાઓ કરવા માંડી છે. તેને માટે જુદી જુદી કમિટીઓ મારફત વિચાર થાય છે. હમણાં તેનું એક અલગ ખાતું બનાવીને તેના વડા તરીકે સર અરદેશર દલાલને નીમ્યા છે. સર અરદેસર, ઉપર વર્ણવેલી ઉદ્યોગપતિઓની યોજનાના એક પ્રયોજક છે. એટલે કેટલાક માને છે કે, તેમની યોજનાને સરકાર સ્વીકારી લેશે. પણ બ્રિટિશ સરકારનાં પોલાદી ચોકઠાં એમ પોલાં નથી હોતાં કે ગજ વાગી શકે. તે તો તેની બ્રિટિશ-તરફી રીતે કામ કરે છે અને કરશે. વળી સરકારી કમિટીઓ તો છૂટક પ્રશ્નો લઈને અલગ અલગ યોજનાઓ કરે છે. તેમાં કંઈ એકમેળ જણાતો નથી. વિશેષમાં તેમને વિલાયતના ગુરુદેવોના આદેશ મુજબ કામ કરવાનું રહ્યું. એટલે એવી યોજનાઓથી નવાં નવાં ખાતાં ઊભાં કરીને, પરદેશી નિષ્ણાતો અને સાધનોને હિંદમાં ઘુસાડવામાં આવે અને વધારાપડતું ખર્ચ થાય, તે સિવાય બીજું પરિણામ ભાગ્યે જ આવે.

અત્યાર સુધીમાં સરકારે કેટલીક યોજનાઓ બહાર પાડી છે તેમાં મહત્ત્વની નીચે મુજબ છે :

| | खर्च करोड रू. | |
|---|---|---|
| રેલવેનો વિસ્તાર<br>(દર વરસે ૫૦૦ મા. નવી રેલવે) | ૩૧૯ | ૭ વરસમાં |
| ખેતીની સુધારણા | ૧૦૦૦ | ૧૫ વરસમાં |
| કેળવણીનો પ્રચાર | ૨૭૭ | ૪૦ વરસને અંતે |
| રસ્તાઓનો વિસ્તાર અને સુધારણા | ૪૦૦ | – |

ખેતીની યોજના પંદર વરસની છે અને તે મુદત દરમિયાન ખેતીમાંથી થતી આવક બમણી કરવાની ધારણા છે. કેળવણીની યોજના ૪૦ વરસમાં પૂરી કરવાની કલ્પના છે. આ યોજનાઓ સ્વતંત્ર રીતે એકંદરે ઠીક છે. પણ તેનો આખા દેશની સળંગ યોજનાના અંગ તરીકે વિચાર ન થાય ત્યાં સુધી તે ઉપયોગી થવાની નથી. રસ્તાઓ કે રેલવેનો અમુક સંજોગોમાં વિસ્તાર કરવા જેવો હોય, પણ હાલની પરિસ્થિતિમાં પહેલું શું કરવા જેવું છે એનો વિચાર કરીને, અરસપરસ બાબતોની યોગ્યાયોગ્યતાનો હિંદુસ્તાનની સામાન્ય પ્રજાના હિતની દૃષ્ટિએ ખ્યાલ કરીને, આખી સળંગ યોજના ઘડાવી જોઈએ. આવું કશું જ જોવા મળતું નથી, ત્યાં સુધી આ બધું ખાલી કાગળિયાંના ઘોડાનાં મનમનામણાંમાં જ ખપે

## મુંબઈ સરકારની યોજના

મુંબઈ સરકારે પણ મુંબઈ ઇલાકાની સુધારણા માટે પોતાના તરફથી એક યોજના બહાર પાડી છે. તેમાં મોટા પાયા પરના ઉદ્યોગોની ખિલવણીનો કંઈ વિચાર કરવામાં નથી આવ્યો. તે બાદ કરતાં પીતની જમીન વધારવી, ખેતીમાં સુધારા કરવા, કેળવણી વધારવી, દવાખાનાંની સગવડ વધારવી, રસ્તા અને કૂવાઓ વધારવા, વગેરે બાબતોનો તેમાં વિચાર કરવામાં આવ્યો છે. તે કામ પાછળ પહેલાં પાંચ વરસમાં ૬૦ કરોડ રૂ. ખરચવાનો અંદાજ કરેલો છે. અને તે માટે જરૂરી નાણાં ભેગાં કરવાની શરૂઆત પણ કરી દીધી છે. જુદાં જુદાં કામો માટે નિષ્ણાતો અને નિરીક્ષકોની જરૂર પડે તે માટે હમણાંથી જ તાલીમ પામેલા માણસો વધારવાની યોજના કરી છે. આ કામોમાં લડાઈમાંથી પાછા ફરેલા સિપાઈઓને રોકવામાં આવે અને તેમને ઉદ્યોગધંધા મળે એ દૃષ્ટિએ તે યોજનામાં ખાસ વિચાર કરેલો છે. જે ગામે લડાઈ માટે

૫૦ કરતાં વધુ સૈનિકો આપ્યા હોય ત્યાં વ્યાયામશાળા, પુસ્તકાલય, વાચનાલય, જાહેર કલબ વગેરેની સગવડો કરવાનો તે યોજનામાં વિચાર કરેલો છે. ખરી રીતે તે યોજનાનો મુખ્ય ઉદ્દેશ જ સૈનિકોને ઠેકાણે પાડવાનો છે. યોજનાના અમલ માટે સ્થળોની પસંદગી પણ એ દૃષ્ટિએ જ થશે. તેમ કરતાં આડકતરી રીતે સામાન્ય પ્રજાને જે લાભ થાય તે ખરો.

### રાષ્ટ્રીય સરકારની આવશ્યકતા

ઉપરની યોજનાની સફળતા માટે આ દેશમાં રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની જરૂર પરદેશી સરકારને લાગે નહિ અને તેની સુધારણાની દૃષ્ટિ જુદી હોય એ સ્વાભાવિક છે. પણ તે સિવાયની યોજના કરનાર દરેકને પોતાની યોજનાની સફળતા માટે હિંદમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપનાની અનિવાર્ય જરૂર લાગી છે. રાષ્ટ્રીય સરકાર હોય તો જ કોઈ પણ યોજના સફળ થઈ શકે, એમ દરેકે સ્પષ્ટ અને ચોકકસ અભિપ્રાય આપ્યો છે.

### ભાવિ યોજનાના મુદ્દા

આમ રાષ્ટ્રીય સરકારની અનિવાર્ય આવશ્યકતા સ્વીકાર્યા પછી ઉપરની બધી યોજનાઓનું તાત્કાલિક મહત્ત્વ ઓછું થાય છે, અને તેની વિગતોની ચર્ચા કરવાનો અર્થ રહેતો નથી. આજે કરેલી યોજના પાંચ વરસ પછી જુદી રીતે જ ઘડવી પડે; એટલે આજની પરિસ્થિતિમાં યોજનાના મુદ્દાઓની ચર્ચા અને હાલ શું કરવું એ જ વધારે મહત્ત્વનું છે. આ દૃષ્ટિએ, અત્યાર સુધીમાં કરેલી ચર્ચા ઉપરથી, ભવિષ્યની આર્થિક યોજના માટે, નીચે પ્રમાણે મહત્ત્વના મુદ્દા ધ્યાનમાં રાખવા જેવા છે:

૧. આર્થિક વિકાસની વ્યવસ્થિત યોજના માટે હિંદ અખંડ રહેવું જોઈએ.

૨. યોજનાથી થોડાં સુખી માણસોના હાથમાં સંપત્તિ વધવાને બદલે, જેમની આર્થિક સ્થિતિ ખરાબ હોય તેમને સૌથી પહેલો અને વધુ લાભ થવો જોઈએ. આ દૃષ્ટિએ ખેડૂતો અને નાના કારીગરોની

સ્થિતિ સુધારવા પર પહેલું ધ્યાન આપવું જોઈએ, એટલે કે ખેતી તથા ગ્રામ-અને ગૃહ-ઉદ્યોગોનો વિકાસ કરવો જોઈએ.

૩. જે માલનું ઉત્પન્ન ગૃહઉદ્યોગોથી ફાવે એવું ને ઇષ્ટ હોય તેને યંત્રઉદ્યોગ દ્વારા મોટા પાયા પર પેદા કરવાનો પ્રયત્ન ન કરવો જોઈએ.

૪. ચાલુ કારીગરોની રોજી ન ઘટે અને ગૃહઉદ્યોગોને કોઈ રીતે ધક્કો ન પહોંચે તે પ્રમાણે જ ઔદ્યોગિક વિકાસ થવો જોઈએ.

૫. ગૃહઉદ્યોગો માટે પૂરતો કાચો માલ મળી રહે અને તેમાં પેદા થયેલો માલ વેચાય તે માટે વ્યવસ્થિત યોજના થવી જોઈએ.

૬. ખેતી અને ગ્રામોદ્યોગોના વિકાસ માટે, વિવિધ પ્રકારની સહકાર પ્રવૃત્તિનો પ્રજાકીય દૃષ્ટિએ વિકાસ કરવો જોઈએ.

૭. યંત્ર-ઉત્પાદન, રસાયણોનું ઉત્પાદન, ખાણો અને રેલવે જેવા પાયારૂપ ધંધાઓ, જે નાના પાયા પર ચાલી શકે તેવા ન હોય, તે રાષ્ટ્રે ચલાવવા જોઈએ અગર રાષ્ટ્રનો તે પર સંપૂર્ણ અંકુશ હોવો જોઈએ.

૮. ઢોર-ઉછેર અને તેને લગતા ધંધાઓ ખીલવવા પર ખાસ ધ્યાન આપવું જોઈએ.

૯. જંગલોનો વહીવટ અને તેની ખિલવણી ખેતી, ઢોર-ઉછેર અને નાના ઉદ્યોગોને પોષક થાય એ રીતે કરવાં જોઈએ.

૧૦. મોજશોખની વસ્તુઓ પેદા કરતાં પહેલાં સામાન્ય વપરાશની વસ્તુઓ પહેલી પેદા કરવી જોઈએ. અને દરેક જણને પૂરતું ખાવાપીવાનું, પહેરવાનું અને રહેવાનું મળવું જોઈએ.

૧૧. ભણવા લાયક દરેક બાળકને પાયાની કેળવણી મળવી જોઈએ અને તેને પરિણામે તેનો સર્વાંગી વિકાસ થવો જોઈએ.

૧૨. ગામડાંના રસ્તા સુધારવા જોઈએ, પાણીની સગવડો વધારવી જોઈએ અને સ્વચ્છતા તથા સ્વાસ્થ્યરક્ષા માટે પૂરતી સગવડો હોવી જોઈએ

૧૩. યોજનાને પરિણામે દેશમાં કેવળ ધન વધે એટલું બસ નથી; તે ધન યોગ્ય રીતે વહેંચાવું જોઈએ.

૧૪. ઔદ્યોગિક વિકાસને લીધે કારીગરોની શારીરિક અને માનસિક શક્તિનો હ્રાસ ન થવો જોઈએ; પણ તેમનું વ્યક્તિત્વ અને સ્વતંત્રતાની ભાવના વધવાં જોઈએ અને તેમની નૈતિક ઉન્નતિ થવી જોઈએ.

૧૫. એકંદરે પ્રજામાં વેરઝેર કે કલહ વધવાં ન જોઈએ; પણ પરસ્પર ભાઈચારો અને સુખશાંતિ વધવાં જોઈએ.

કોઈ પણ યોજનાની વિચારણા માટે આ કેટલાક સામાન્ય સિદ્ધાન્તો છે. તે આધારે હિંદ માટે યોજના થવી જોઈએ; અને તે કસોટીથી કોઈ પણ યોજના તપાસવી જોઈએ. ઉપરની યોજનાઓની વિગતો આજની ઘડીએ તાત્કાલિક મહત્ત્વની નથી; એટલે તેની ચર્ચા અહીં છોડી દીધી છે. પણ સમજુ વાચક, ઉપરના સિદ્ધાન્તોની દૃષ્ટિએ તેમની સહેજે પરીક્ષા કરી શકશે. શ્રી. અગ્રવાલની યોજના ઉપરના સિદ્ધાન્તોને વધારે અનુરૂપ છે એમ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. પણ હાલ તો એ યોજના પણ કાગળ ઉપર વિચાર કરવા પૂરતી છે. વેવલ સાહેબની સૂચના મુજબ સરકારી તંત્રમાં ઉપર ઉપરથી ફેરફાર થાય, તોપણ પરિસ્થિતિમાં અવનવો ફેર પડવાનો નથી. પક્ષાપક્ષી અને કોમી-વાદના પાયા પર રચાયેલી સરકાર, રાષ્ટ્રીય દૃષ્ટિએ સંગીન કેટલું કરી શકે એ મોટો પ્રશ્ન છે.

## હાલ શું ?

ત્યારે હાલ તરત શું, એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઊઠે છે. સાચી સ્વરાજ્યસિદ્ધિ વિના કોઈ પણ પ્રજાકીય યોજના થઈ શકે તેમ નથી, અને હાલની સરકારની દરેક યોજના સાચા પ્રજાહિતમાં ભાગ્યે હશે, એ નિઃશંક વાત છે. એટલે પૂર્ણ સ્વરાજ્યનો માર્ગ મોકળો કરવો એ દરેક હિંદીનું પ્રથમ કાર્ય છે. તેમ કરવા માટે, દરેકે સમજવું જોઈએ કે, હાલના સંજોગોમાં, પ્રજાની આર્થિક તાકાત વધે અને પ્રજામાં સંઘશક્તિ અને બળ વધે તે સારુ પૂ. ગાંધીજીએ સૂચવેલા રચનાત્મક કાર્યક્રમનો દેશવ્યાપી પ્રચાર કરવો, એ આજે આર્થિક જ નહિ, પણ સર્વવિધ સુધારણા અને સ્વરાજ્યસિદ્ધિનો ધોરી માર્ગ છે.

રચનાત્મક કાર્યક્રમમાં, ખાદી અને ગ્રામોદ્યોગના પ્રચારથી ગામલોકની આર્થિક સ્થિતિ સુધારવા ઉપરાંત, તેમાં આર્થિક સમાનતા ફેલાવવાની

ભાવના રહેલી છે; સ્ત્રીઓ અને મજૂરોની ઉન્નતિ, તથા હરિજનો અને પછાત વર્ગની ઉન્નતિ દ્વારા પછાત વર્ગને અપનાવી એકપ્રજાભાવ વધારવાનો ખ્યાલ રહેલો છે; તેમાં સ્વભાષા અને રાષ્ટ્રભાષાનો પ્રચાર, પાયાની કેળવણી અને પ્રૌઢશિક્ષણ દ્વારા પ્રજામાં કેળવણીનો પ્રચાર કરવાનો છે; પ્રજાને આરોગ્ય અને શૌચની કેળવણી આપવાની છે અને ગામડાં સાફ રાખવાનાં છે; વિદ્યાર્થીઓ, કિસાનો અને મજૂરોનું સંગઠન અને કોમી ઐક્ય દ્વારા રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવાની છે; અને દારૂબંધી દ્વારા ભારે સામાજિક અનિષ્ટ દૂર કરવાનું છે.

આ રીતે, તેમાં કેવળ આર્થિક નહિ, પણ સર્વાંગી સુધારણાની દૃષ્ટિ રહેલી છે. તે માર્ગ વિશાળ છે; વ્યવહારુ છે. તે માર્ગે આપણે બરાબર પ્રયાણ કર્યું હશે તો ભવિષ્યમાં આમજનતા માટે આર્થિક અને સામાજિક વિકાસની યોજના વધારે સારી રીતે થઈ શકશે અને જનતાનો તેમાં પૂરો સાથ મળશે. સ્વરાજ્યમાં પણ જનતાનો સમજપૂર્વકનો સાથ ન હોય તો કોઈ યોજનાનો સફળતાથી અમલ થઈ શકે નહિ. માટે હિંદની કરોડોની જનતામાં ચેતન અને સમજ લાવવાં તથા લોકોને કંઈક પગભર કરવા એ અતિ જરૂરી છે. તે કામ અત્યારે રચનાત્મક કામથી જ થઈ શકે તેમ છે. આપણા હાથમાં કંઈક સત્તા આવે તો પણ તે દ્વારા, એ કામને જ આગળ વધારવું જોઈશે. તેમ કરતાં, આર્થિક સુધારો પણ અવશ્ય થશે જ અને ભવિષ્યની રચનાનાં મૂળ નંખાશે. બીજી કાલ્પનિક યોજનાઓથી, તેના રસિયાઓને ચર્ચા કરવાની તક મળશે; પરંતુ પ્રજા ભાગ્યે જ એક ડગલું પણ આગળ વધશે. ત્યારે રચનાત્મક કામથી, તો પ્રજા કંઈ ને કાંઈ આગળ વધશે જ. અને તેમાંથી જ ભાવિ ભારતીય અર્થરચનાનું યોગ્ય સર્જન થશે.

# સૂચિ

## આ પુસ્તકમાં ચર્ચેલા પ્રશ્નો વિષે ગુજરાતીમાં મળતું સાહિત્ય


૧. આપણો આર્થિક પ્રશ્ન — શ્રી. છગનલાલ જોષી (નવજીવન)
૨. આબાદ હિંદુસ્તાન ! — સ્વ. ડિગ્બી (ગૂ. વિદ્યાપીઠ).
૩. આપણી ગરીબાઈ — સ્વ. દાદાભાઈ („)
૪. ગાંધીજીના ૧૧ મુદ્દાઓ — પ્રો. કે. ટી. શાહ „
૫. હિન્દી રાષ્ટ્રીય ખર્ચ — પ્રો. કે. ટી. શાહ „
૬. આપણા આર્થિક પ્રશ્નો — પ્રો. વાડિયા અને રાવ (દક્ષિણામૂર્તિ)
૭. ભારતીય અર્થશાસ્ત્ર — શ્રી. ચીમનલાલ ડૉકટર (ગુ. વ. સોસાયટી)
૮. હિંદુસ્તાનનું અર્થશાસ્ત્ર — પ્રો. સરકાર (મોતીશંકર ઉદયશંકર)
૯. રાજ્ય આવક-વેરો અને આપણી દરિદ્રતા —
શ્રી. કુમારપ્પા (નવયુગ પુ. ભંડાર)
૧૦. હિન્દના કરનું આધુનિક અર્થશાસ્ત્ર — શ્રી. મનમોહન પુ. ગાંધી
(વડોદરા સા. સભા)
૧૧. બ્રિ. હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૧–૨
—સ્વ. દત્ત (ગુ. વ. સોસાયટી)
૧૨. આપણું હિંદુસ્તાન — શ્રી. મસાણી (ઑકસફર્ડ પ્રેસ)
૧૩. આપણું જીવનધોરણ — શ્રી. દાંતવાલા (રા. વિદ્યાર્થીમંડળ)
૧૪. સહકાર — શ્રી. ચીમનલાલ કવિ (રામકૃષ્ણ સેવા સમિતિ)
૧૫. હૂંડિયામણનો દર — શ્રી. મગનભાઈ દેસાઈ (ગૂર્જર ગ્રંથરત્ન)
૧૬. સંપૂર્ણ દારૂનિષેધ — „ (પ્રસ્થાન)
૧૭. હિંદના આર્થિક વિકાસની યોજના (સસ્તું સાહિત્ય)
૧૮. ગાંધીવાદી આર્થિક યોજના — આચાર્ય અગ્રવાલ (વોરાની કં.)
૧૯. ગામગોષ્ઠી — શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી અને
શ્રી. રાવજીભાઈ પટેલ (વિદ્યાપીઠ)
૨૦. માનવ અર્થશાસ્ત્ર — શ્રી. નરહરિ પરીખ (નવજીવન)

